સ્વરાજ્ય લેખમાળા: નં ૩૨.

# હંગેરીમાં અહિંસાત્મક અસહકારનો વિજય.

139

શ્રીયુત વીઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલના
( ધી ઇંડિયન નેશનલ કૉંગ્રેસના મંત્રી )
અંગ્રેજી નિબંધનો અનુવાદ.

સ્વરાજ્ય સભા,
મસજીદ બંદર રોડ, માંડવી
મુંબાઈ.



પ્રત ૮,૦૦૦ ]   કિંમત ચાર આના.   [ નવેમ્બર, ૧૯૨૦

# હંગેરીમાં અસહકારની ચળવળ.

મિત્રો, હંગેરીના ઇતિહાસમાંથી અસહકારનો ઉત્કૃષ્ટ દૃષ્ટાંત આપણુને મળી આવે છે. અસહકારનો આ પ્રસંગ પહેલો હતો, અને તે સંપૂર્ણરીતે ફત્તેહમંદ નીવડ્યો હતો. આયરલેંડમાં અત્યારે ચાલી રહેલી સિનફિનની ચળવળ આ પ્રસંગને આભારી છે. "આયરીશ રિપબ્લિક" ના ઉપ-પ્રમુખ આર્થર ગ્રિફિથસે "રેઝરકશન ઑફ હંગેરી"—"હંગેરીનો પુનર્જન્મ"—નામનું પુસ્તક લખ્યું છે, અને આ પુસ્તકના અભ્યાસનાં પરિણામે સિનફિનની ચળવળ જન્મી છે.

હંગેરીની અસહકારની ચળવળ સમજવા સારૂ આપણે ઇ. સં. ૧૭૧૮ ની સાલ પછીના ઇતિહાસ ઉપર નજર કરવી જોઇશે. ૨૦૦ વર્ષ સુધી ટર્કોએ ઓસ્ટ્રિયન અને હંગેરિયન પ્રજા ઉપર રાજ્ય કર્યું; પરંતુ આ બંને પ્રજાએ સાથે મળી ૧૭૧૮ માં ટર્કોને હરાવ્યા, અને પછી ઓસ્ટ્રિયા અને હંગેરીએ પોતાના હક અને સ્વતંત્રતા જાળવી ભાગીદારી કરી અને બંને દેશે એક શહેનશાહને કબુલ રાખ્યો. પરંતુ રાજમંડળ ઓસ્ટ્રિયાના પાટનગર વાયનામાં રહેતું અને હંગેરીનો અમીરવર્ગ રાજમંડળના સંગમાં પડ્યો પાથર્યો રહેતો હોવાથી રાષ્ટ્રીયાભિમાન ગુમાવી બેઠો. વખત જતાં ઓસ્ટ્રિયાના શહેનશાહો હંગેરીના હક્કો ધીમે ધીમે ગળી જવા લાગ્યા અને હંગેરીની ભાષા અને રાષ્ટ્રીય વ્યક્તિત્વ દાબી દેવાનો પ્રપંચ રચવા લાગ્યા.

હંગેરીને ઓસ્ટ્રિયાની સત્તામાંથી છોડાવવા છુપું કાવત્રું રચાયું, પરંતુ તે પકડાઇ ગયું; તેના નેતાઓમાંથી કેટલાકને દેહાંત દંડ દેવામાં આવ્યો, અને કેટલાકને કારાગૃહમાં પુરવામાં આવ્યા. હંગેરી થોડાક વખત સુધી ઓસ્ટ્રિયન સત્તાને પાછું તાબે થયું.

છતાં કેટલાક આદર્શપ્રિય જનો હંગેરીને રાષ્ટ્ર કરવાના વિચારને વળગી રહ્યા, અને જ્યારે ઓસ્ટ્રિયન શહેનશાહે હંગેરી પાસે લશ્કરની માગણી કરી ત્યારે લોકોમાં સ્વતંત્રતાનો ભાવ ફરી જાગૃત થયો અને તેઓએ શહેનશાહની સત્તા માન્ય રાખવા કે હુકમ બજાવવા ના પાડી. તેઓએ કહ્યું: 'જ્યાં સુધી હંગેરીનો રાજા રાજ્યબંધારણને વળગી રાજ્ય કરશે ત્યાં સુધી હંગેરીના રાજાને અને તેને જ અમે વફાદાર રહીશું. હંગેરી ઓસ્ટ્રિયાના શહેનશાહને વફાદાર રહેવા બંધાયલી નથી. હંગેરીની ડાયટ (હંગેરીની પારલામેંટ) બોલાવો, અને લશ્કર આપવા ન આપવાનો નિશ્ચય ડાયટને કરવા દો."

લશ્કરને લગતી આ લડત પાંચ વર્ષ લગણુ ચાલી. અંતે શહેન-શાહ ફ્રૅંઝને ડાયટ બોલાવવાની ફરજ પડી. ૧૧ વર્ષ પછી ડાયટ પહેલીવાર મળી.

ડાયટની બેઠકના આરંભમાં જ એવો એક બનાવ બન્યો કે જેને લીધે ઓસ્ટ્રિયા અને હંગેરીમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો. કાઉંટ ઝેચેનાઈ નામના એક મહા ધનાઢ્ય હંગેરીયને ડાયટ આગળ હંગેરી ભાષામાં ભાષણ કર્યું. વાયનામાં રહેવાથી સ્વદેશાભિમાન ગુમાવી બેઠેલા બીજા અમીરોએ તેને સમજાવ્યો, અને તેણે લીધેલું પગલું જુવાનીના આવેશનાં પરિણામે લેવાયલું ઠરાવ્યું. (કાઉંટની ઉંમર આ વખતે ૩૪ વર્ષની હતી.) પરંતુ બીજે પ્રસંગે પણ કાઉંટે નચિંતાઈથી તેમ જ કર્યું. આ પ્રસંગનું વર્ણન કરતાં આર્થર ગ્રિફિથસ લખે છે:

"ક્ષણભર આ જુવાન અમીર સભાની વચ્ચે શાંતિથી ઉભો રહ્યો, અને પછી તેણે સલાહદેનારાઓના નેતા તરફ નજર રાખી બોલવું શરૂ કર્યું, અને બધાની અજાયબી વચ્ચે તેણે ધીમેથી હંગેરિયન શબ્દો અને વાકયો ઉચ્ચારવા માંડ્યાં. ચકિત થયલા અને પોતાની ધારણમાં ઠગાયલા અમીરો આભા બની ગયા; અને વિજય અને ઉલ્લાસના ભાવથી ભરપૂર બનેલો તેનો સ્વર ઉંચો

થવા લાગ્યો અને આખા ખંડમાં ગાજી રહ્યો. પ્રજાની તિરસ્કૃત થયેલી ભાષામાં તેણે હંગેરીનાં દુઃખની કહાણી કહી અને તેનીજ સાથે હંગેરીના પુનરૂદ્ધારનું ભવિષ્ય ભાખ્યું. તેણે બોલવું બંધ કર્યું ત્યારે વૃદ્ધ જનો તો ડંગજ થઈ ગયા; પરંતુ જુવાન અમીરોનો અંતર્‌દીપ પ્રગટી ઉઠયો, અને તેઓએ જયધ્વનિ ગજાવી મુકયો.

ઝેચેનાઇએ અખત્યાર કરેલ માર્ગ પ્રજાજને વધાવી લીધો, પરંતુ વૃદ્ધ અમીરોને તેથી આઘાત પહોંચ્યો. ઝેચેનાઇ તેઓના અભિપ્રાય વિષે બેપરવા હતો. ચુપચુપ તે તો પોતાની પ્રવૃત્તિ કરે ગયો.

એક દિવસ દિવાન–એ–આમમાં રાષ્ટ્રીય ભાષાનાં સંરક્ષણ વિષે ચર્ચા ચાલી રહી હતી. ઝેચેનાઈ આ સભામાં ગયો હતો. એક સભાસદને આ ચર્ચા અર્થહીન લાગી. હંગેરિયન યુનિવર્સિટી સ્થપાયા વિના હંગેરિયન ભાષા કે હંગેરિયન શિક્ષણનો પ્રચાર તેને અસંભવિત લાગ્યો, અને આવા કાર્ય માટે ઓસ્ટ્રિયન સરકાર કર નાખવા રજા આપે એમ તેને ન લાગ્યું. બધા સભાસદોએ ખિન્ન થઈ તેની આ વાત કબુલ રાખી; પરંતુ તરત જ બીજો અપૂર્વ બનાવ બન્યો. "ઝેચેનાઈ સભામાં બોલવા ઉઠયો. એક મિનિટ સભાને પોતાનું બોલવું સાંભળવાની તેણે અરજ કરી અને તે કબુલ રાખવામાં આવી. ઝેચેનાઇએ હંગેરિયન ભાષામાં એક ટુંકુ ભાષણ કર્યું: 'હું અમીર છું. રાષ્ટ્રીય વિદ્યાસભા સ્થાપવા સારૂ મારી જાગીરની એક વર્ષની આખી આવક હું આપીશ.' સભામાં ઉત્સાહ આવ્યો. બીજો પણ બોલી ઉઠ્યો કે હું એક હજાર ફ્લોરિન દઇશ; અને પછી, બીજાઓએ એક પછી એક મદદ કરવાની ઇચ્છા જાહેર કરી અને જોતજોતામાં ૧,૫૦,૦૦૦ ફ્લોરિન જમા થઇ અને હંગેરીની વિદ્યાસભા અસ્તિત્વમાં આવી."

દેશમાં ઝેચેનાઇનું નામ સંભાળાવા લાગ્યું; અને તે લોકમાન્ય નેતા થઈ પડયો. પરંતુ કોઇ પણ રાજકીય પક્ષના નેતા થવાની કે ઓસ્ટ્રિયા સામે બંડ જગાડવાની તેણે ના પાડી. તેણે પોતાનું ધ્યાન શિક્ષણ, ખેતી અને ઉદ્યોગ હુનર ઉપર જ રાખ્યું. તેણે કહયું: "ભાષાનો ઉદ્ધાર કરો. શિક્ષણ મેળવો. ખેતી ખીલવો. હુનર વધારો. તેમ કરવાથી તમે મહાન અને સ્વાયત્ત પ્રજા બનશો."

પરંતુ ઝેચેનાઇએ ઉત્પન્ન કરેલ નવાં રાષ્ટ્રીય જીવને સ્વાભાવિક રીતે રાજકીય રૂપ ગ્રહણ કર્યું. તેના નેતા ફ્રાંસિસ ડીક અને લુઈ કોસથ હતા. ડીક કેથોલિક સંપ્રદાયનો ગૃહસ્થ હતો. કોસથ પ્રોટેસ્ટન્ટ અને બેરિસ્ટર હતો. સૌથી પહેલીવાર તેઓનો મેલાપ ૧૮૩૩ માં ડાયટમાં થયો. તેઓ વચ્ચે મતભેદ ઘણો હતો, પરંતુ બંને દેશાભિમાની પુરૂષો હતા અને તેને લીધે તેઓનો ગાઢ સંબંધ બંધાયો. કોસથનાં ચિત્તમાં ફ્રાંસમાં વિપ્લવ ટાણે જન્મેલા સિદ્ધાંતો રમી રહ્યા હતા; અને જગતમાં પ્રજાસત્તાક મહારાજ્ય સ્થપાશે અને તેમાં સ્વતંત્ર હંગેરી જોડાશે એવા પ્રકારના તેના ખ્યાલ હતા. ફ્રેંચ વિપ્લવે ઉત્પન્ન કરેલા સિદ્ધાંતો ડીકને માન્ય ન હતા, અને હંગેરીમાંથી શહેનશાહી કાઢી નાખવા તેની ઈચ્છા ન હતી. ડીકે પોતાનો કાર્યક્રમ આ પ્રમાણે ઘડયો હતો:

"હંગેરી સ્વતંત્ર દેશ છે; ધારાધોરણ ઘડવામાં અને અમલ ચલાવવામાં તે સ્વતંત્ર છે. તે બીજા કોઈ દેશને તાબે નથી. ઓસ્ટ્રિયા અને હંગેરીની એકજ રાજગાદી રહે તે સામે થવા અમે ઇચ્છતા નથી; રાજગાદીનું અસ્તિત્વ જોખમમાં આવી પડે એમ પણ અમે ઇચ્છતા નથી; પરંતુ હંગેરીનું હિત બીજા કોઈ દેશનાં હિતથી ઉતરતું લેખવું એ કાયદા અને ન્યાયથી વિરૂદ્ધ છે એમ અમે માનીએ છીએ. ઓસ્ટ્રિયા હંગેરીનું રાજ્ય સંયુક્ત રાખવા ખાતર અમે હંગેરીનું હિત જતું કરવા કદી પણ કબુલ થશું નહિ. અમારૂં રાજ્યબંધારણ અમારો ખજાનો છે અને અમે તેટલા

મ્હોટા સ્થૂળ લાભ ખાતર કે પરદેશીઓના લાભ ખાતર અમે તે ખજાનાનો ભોગ આપશું નહિ. અમારી પહેલી ફરજ તેનું રક્ષણ કરવાની છે, તેને પ્રબળ બનાવવાની છે.”

ડાયટ ઓસ્ટ્રિયન જુલ્મ સહી રહી હતી, અને તેની સામે ડીક ડાયટમાં ચાલુ ગાજ્યા કરતો. વિનીત પક્ષ પુછતો: “આપણાથી શું થાય એમ છે! ઓસ્ટ્રિયા સામે તલવારથી આપણે લડી શકીએ એમ નથી. ત્યારે મુંગા બેસી તાબે રહેવા સિવાય બીજો કંઈ ઇલાજ છે?”

પરંતુ ડીક સામો જવાબ વાળતો: “તમારા ધારાનો ભંગ થાય છે પણ તમારા મ્હોં બંધ રહ્યા છે! **જે પ્રજાના ધારા તુટે છે છતાં જે પ્રજા વિરોધ કરતી નથી તે પ્રજા નાબુદ થાય છે. ચૂપ રહી તે પ્રજા પોતાની ગુલામી કાયમ કરે છે. જે પ્રજા અન્યાયની અને જુલ્મની સામે થતી નથી, પરંતુ તે સાંખી લે છે તે પ્રજાનો નાશજ સરજાયલો છે.”**

ઘણે ઠેકાણે બને છે તેમ, હંગેરીમાં રાષ્ટ્રીય ચળવળ સાથે જમીનને લગતી ચળવળ જોડાઈ ગઈ હતી. ડીકને જ્યારે એમ કહેવામાં આવ્યું કે અમીરો જમીનના માલિક છે ત્યારે તેણે જવાબ વાળ્યો કે ‘જુના કાળમાં દેવો જંગલની અને ખેતરની અને ટેકરીની અને ખાઇની અને નદીની માલિકીમાં માત્ર હિસ્સો માગતા; તમે શું દેવો કરતાં પણ મ્હોટા થઈ ગયા છો?’ કાઉંટી કાઉન્સિલોએ ડીકને ટેકો આપ્યો હતો અને ઓસ્ટ્રિયન સરકારના મનસ્વી હુકમ પ્રમાણે વર્તવા ચોખ્ખી ના કહી, અને જમીનને લગતા કાયદામાં સુધારો કરવાની માગણી કરી. સુધારા માટેની માગણી એટલી બધી પ્રબળતાથી કરવામાં આવી હતી કે હંગેરીના અમીરોને છેવટે નમતું મેલવું પડયું. પરંતુ ઓસ્ટ્રિયન સરકાર વચ્ચે પડી, અને જમીનને લગતો કાયદામાં સુધારા કરવા ન દીધા.

આને લઈ લોકોએ જબરી ચળવળ શરૂ કરી, અને ૧૮૦૬ માં આખરે ડાયટ પણ મક્કમ જ રહી. દેશભક્તોએ રાષ્ટ્રીય શિક્ષણની

માગણી કરી; સરકારે તે માગણી સ્વીકારી નહિ; પરંતુ ચર્ચા સાવ વ્યર્થ ન ગઇ. ચર્ચાથી રાષ્ટ્રીય શિક્ષણના પ્રચારનો વિચાર સારા પ્રમાણમાં પ્રસર્યો. આ વિષે જે કંઈ કહેવામાં આવ્યું હતું તેનો હેવાલ કોસથે પ્રગટ કર્યો અને આખા દેશમાં તેનો ફેલાવો કર્યો. લોક લાગણી જોઈ ઓસ્ટ્રિયન સરકાર ચમકી, અને કોસથને પદવીની લાંચ આપી ચૂપ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ કોસથે પદવી સ્વીકારી નહિ.

દામનીતિ નિષ્ફળ જતાં ઓસ્ટ્રિયન સરકારે દંડનીતિ સ્વીકારી. ઝેચેનાઈ, કોસથ, વેસેલિયેનાઈ અને જોન બલોધને પકડવામાં આવ્યા અને જેલમાં પુરવામાં આવ્યા. બલોધ ડાયટનો સભાસદ હતો. તેના પકડાવાથી “ડાયટમાં તેની જગ્યા ખાલી પડેલી જાહેર કરવામાં આવી, અને સરકારી પ્રશંસા અને આશાઓ મેળવી એક ઉમદેવાર બાર પડ્યો અને મતદારો પ્રત્યે એક ખુલાસો પ્રગટ કર્યો; પરંતુ મતદારોએ જોન બલોધની જ ફરી નિમણુંક કરી. આ ઉપરથી સરકારે કાઉંટીના લોર્ડ લેફ્ટે- નંટને એવી સૂચના કરી કે દરેક સ્વતંત્ર મતદારને મત લેવાના દિવસે પાંચ ફ્લોરિનની નોટની ભેટ કરવી અને તેને રૂચે એવી જણસ ખરીદ કરવા સરકારી ભંડારમાં જવા કહેવું. મત લેવાના દિવસે મતદારોએ જોન બલોધની તરફેણમાં સુમાર વિનાના મત આપ્યા અને પછી તેને પોતાના ખભે બેસાડી કાઉંટી કાઉંસિલના ખંડમાં વિજય પ્રગટ કરતાં લઇ ગયા. આ વખતે દરેક મતદારના હાથમાં જાડી ડાંગ હતી અને તેના ઉપર સરકારે ઉદારતાથી આપેલી પાચ ફ્લોરિનની નોટ બાંધી હતી. કાઉંસિલના ખંડમાં તેઓએ લોર્ડ લેફ્ટેનંટને જોયો, અને તેને પ્રમુખ કર્યો. અને પછી દરેક સ્વતંત્ર મતદાર એક પછી એક અગળ આવી લેફ્ટેનંટના કાર્ય વિષેનો પોતાનો વિચાર પ્રગટ કરી ગયો. આથી લેફ્ટેનંટ નાસી જવા લાગ્યો, પરંતુ બળથી તેને પ્રમુખની ખુરસીમાં બેસાડી રાખવામાં આવ્યો અને કલાકો સુધી પોતે કરેલ દ્રોહની પોતાના

દેશબંધુઓ તરફથી થતી નિંદા સાંભળવાની ફરજ પડી. અંતમાં લોકોએ પાંચ ફ્લોરિનની નોટો ફાડી નાંખી અને તેના મ્હોં ઉપર ફેંકી.

આ પછી બે વર્ષ રહી ડાયટની બેઠક ભરાઈ. સૌથી પહેલાં ડાયટે કોસથ અને તેના સાથીઓને છુટા કરવાની માગણી કરી. સરકારે કહ્યું: "આપણે સાટું કરીએ; અમે કોસથને છોડી મુકીએ અને તમે તમારો વિરોધ નરમ કરો."

પરંતુ ડીકે ગૌરવથી કહ્યું: "નહિ, અમારા મિત્રો પ્રત્યેની અમારી લાગણી કરતાં અમારા દેશ પ્રતિ અમારૂં કર્તવ્ય વધારે મહત્ત્વનું અને વધારે પવિત્ર છે. તેઓને જે દુઃખ સહન કરવું પડશે તેના કરતાં પણ વધારે દુઃખ આવી રીતે મેળવેલી સ્વતંત્રતાથી થશે."

સરકારે જોયું કે ડીકને ઢીલો કરી શકાય એમ નથી એટલે પોતે નમતું આપ્યું. કોસથ અને સાથીઓને છોડવામાં આવ્યા.

કોસથે હવે રાષ્ટ્રીયપ્રવૃત્તિના લાભાર્થે "પેસ્થ ગેઝેટ" નામનું છાપું કાઢવા માંડયું. આ છાપાની અસર હંગેરીમાં જબરી થવા લાગી. હંગેરિયનને શંકા ઉપજતી તો તે તરત તપાસ કરતો: 'લુઈ કોસથ શું કહે છે?' અને લુઈ કોસથ જે કહેતો તે હંગેરીની જનતા માનતી.

નેશનાલિસ્ટોએ પોતાનું ધ્યાન બે માગણી ઉપર ચોટાડયું હતું: (૧) કરની બાબતમાં ઓસ્ટ્રિયન સાથે સમાનતા મેળવવી; અને (૨) સરકાર પાસે હંગેરિયન ભાષા માન્ય કરાવવી. ભાષાની બાબતમાં તેઓ ફાવ્યા, પરંતુ કરની બાબતમાં તેઓ હાર્યા. પરંતુ ઓસ્ટ્રિયાના ભોગે હંગેરીનો ઉદ્યોગ ખીલવવા અને હંગેરિયન પાક અને બનાવટ માટે જરૂરી રક્ષણ માગવાના ઇરાદાથી કોસથે એક લીગ સ્થાપી. ઓસ્ટ્રિયાના રાજકર્તૃવર્ગને આ લીગ બહુ ત્રાસદાયક નીવડી અને ઓસ્ટ્રિયન સરકારે લીગને દાબી દીધી. હંગેરીની પણ કાઉન્ટી કાઉન્સિલોએ લીગને ટેકો આપી પોતાનો વિરોધ પ્રગટ કર્યો એટલે ઓસ્ટ્રિયન સરકારે કાઉન્સિલના પ્રમુખોને

ખસેડી નાખ્યા અને તેઓની જગ્યાએ ઓસ્ટ્રિયન અમલદારોની નિમણુંક કરી. આવું પગલું લેવાશે એમ કોસથે ધાર્યું હતું, અને તેમ થાય એમ તેણે ઇચ્છયું હતું.

કાઉંસિલના પ્રમુખો અમીરવર્ગના હતા. તેઓનું દિલ ઓસ્ટ્રિયન તરફ હતું; પરંતુ લીગથી ખેતી અને ઉદ્યોગની ખીલવણી થવાનો સંભવ હતો, અને તેમ થાય તો તેઓ વધારે ધન મેળવી શકે એમ હતું. આથી કરી તેઓએ લીગને ટેકો આપ્યો હતો. ઓસ્ટ્રિયન સરકારે તેઓ પાસેથી કાઉંસિલનું પ્રમુખપદ જુંટવી લીધું એટલે કોસથે તેનો બોધ અમીરોનાં દિલમાં ઉતારવાની તક લીધી. તેણે અમીરોને સંભળાવ્યું: "હંગેરીના અમીરો, હવે તો તમે મર્દ બનશો ?" આની અસર થઈ. સંખ્યાબંધ અમીરો કોસથ સાથે જોડાયા, અને ઘણાઓ પોતાના જાગીરદારીના હક પડતા મુકવા કબુલ થયા.

૧૮૪૭ ની ડાયટની ચુંટણીના વખતે પેસ્થમાં હરિફાઈ ચાલી હતી. ઓસ્ટ્રિયન સરકાર પેસ્થને વફાદાર શહેર લેખતી; અને તેમાં મગરૂરી માનતી. આ પ્રસંગે લાંચ રૂસવત અને ધમકી આપવામાં મણા રાખવામાં આવી ન હતી. છતાં કોસથનો વિજય થયો. નવી ડાયટમાં તે સર્વોપરી બન્યો.

ડાયટે હિંમતપૂર્વક હંગેરીની સ્વતંત્રતાની માગણી કરી. ઓસ્ટ્રિયા જાણતું હતું કે આ માગણીને લોકોનો ટેકો છે, એટલે નમવા સિવાય બીજો ઇલાજ તેની પાસે ન રહ્યો. શહેનશાહ ફરડિનાંડ હંગેરી ગયો અને પ્રજાની માગણી સ્વીકારી.

"૧૮૪૮ ના ધારા મંજુર રાખવામાં આવ્યા. હંગેરીમાં સર્વોપરી અને હંગેરિયન પ્રજાને જવાબદાર એવી હંગેરિયન સરકાર સ્થાપવામાં આવી. લુઈ બેટથ્યાની વડો પ્રધાન થયો, ઝેચેનાઈ પબ્લિક વર્કસ ખાતાનો મંત્રી, ફ્રાંસિસ ડીક ન્યાયખાતાનો મંત્રી, અને નાણાખાતાનો મંત્રી કોસથ થયો. કોસથને આથી સંતોષ

થયો. શહેનશાહને વફાદારી પ્રગટ કરતું નિવેદનપત્ર આપવામાં આવ્યું. હંગેરિયન પ્રજા તમામ પરદેશી અંતરાયથી મુક્ત થઈ, અને રાષ્ટ્રીયસેના રાખવાનો હક ધરાવતી થઈ. હંગેરીના પુનરુદ્ધારથી હંગેરીની પ્રજા હર્ષઘેલી બની.

પરંતુ લોકાએ હર્ષનાદ કરવામાં ઉતાવળ કરી. હંગેરીને સ્વતંત્ર ન થવા દેવાનો પ્રપંચ વાયનાની એક અત્યંત ખાનગી દરબારમાં કરવામાં આવ્યો હતો. હંગેરિયન ઉપર હુમલો કરવા દરબારે વોલેચિન, સર્બિયન અને ક્રોટ લોકાને છુપી રીતે ઉશ્કેર્યાં. દરબારની એવી માન્યતા હતી કે આમ થવાથી હંગેરી ઑસ્ટ્રિયાની મદદ માગશે અને તેમ થવાથી ઑસ્ટ્રિયાની સત્તા ફરી હંગેરી ઉપર સ્થપાશે. પરંતુ હંગેરીનું નવું લશ્કર ઉત્સાહી હતું અને તેણે દુશ્મનોને મહાત કર્યા.

વાયના દરબારની ખટપટ ઑસ્ટ્રિયન લૉર્ડ લેફ્ટેનંટના દફતર ઉપરથી ખાત્રીપૂર્વક જણાઇ હતી. (ક્રોટલોકની હાર થયા પછી લૉર્ડ લેફ્ટેનંટ હંગેરીમાંથી ચાલ્યો ગયો હતો.) આ રીતે ન ફાવવાથી દરબારે બીજા ઇલાજો શોધવા માંડયા. શહેનશાહ ફરડિનાંડે કાઉંટ લેમ્બર્ગને હંગેરીનો વાઇસિરોય બનાવ્યો અને ૧૮૪૮ નું બંધારણ રદબાતલ કરાવવા પ્રયત્ન કર્યો.

હંગેરિયન ડાયટનો જવાબ તદ્દન સ્પષ્ટ હતો. લૅમ્બર્ગને વાઇસિ-રોય તરીકે કબુલ રાખવા ડાયટે ના પાડી અને જે કોઈ તેને મદદ કરશે, સગવડ કરી આપશે કે સલાહ આપશે તે રાજ્યનો શત્રુ લેખાશે એમ જાહેર કર્યું. લૅમ્બર્ગે લોકવિરોધ ગણકાર્યો નહિ. નવી નીતિનો અમલ કરવા તે બુડા-પેસ્થ ગયો; ત્યાં તેનું ખુન થયું.

શહેનશાહે ક્રોટિયન જાતિના સરદાર જેલ્લાચિચને લૉર્ડ લેફ્ટેનંટ કરવાની ધૃષ્ટતા કરી, અને ઑસ્ટ્રિયન ગ્રેનેડિયરને બુડા-પેસ્થ ઉપર ચઢાઈ કરવાનો હુકમ કર્યો. હંગેરિયન ડાયટ મક્કમ જ રહી. પરંતુ ડાયટે એક ભૂલ કરી. આ વખતે વાયનામાં પ્રજાસત્તાક

રાજ્ય સ્થાપવાનો વિચાર ધરાવનારાઓએ શહેનશાહ સામે બંડ જગાડયું. કોસથના સમજાવવાથી ડાયટે આ બંડખોરોને લશ્કરી મદદ મોકલી. હંગેરિયન અને બંડખોરોની હાર થઈ અને ઓસ્ટ્રિયન સેનાપતિ વિન્ડિચગ્રાટઝે બુડા-પેસ્થ તરફ કુચ કરી.

ડીકે સેનાપતિને કહ્યું: "કાયદાસર જે હંગેરીનું છે તે સિવાય બીજી કશાની માગણી હંગેરી કરતું નથી." સેનાપતિએ જવાબ આપ્યો: "હું બંડખોરો સાથે સલાહ કરવા નથી ઇચ્છતો." હંગેરીનાં રાજ્યબંધારણનું રક્ષણ કરવા ડીકે પ્રયત્ન કર્યો, પણ તે બધા વૃથા ગયા. કોસથ અને તેના સાથીઓને વિના શરતે શરણે જવાનું સમજાવવાની ડીકે ના પાડી. તેને અને બેટથ્યાનીને પકડવામાં આવ્યા. ઓસ્ટ્રિયન લશ્કર હંગેરીના પાટનગરમાં પેઠું, અને શહેનશાહ ફ્રાંસિસ જોસફને સેનાપતિએ લખ્યું: 'મેં દેશને સર કીધો છે.'

ફ્રાંસિસ જોસફ થોડાક વખત ઉપર જ ગાદીએ આવ્યો હતો. પોતે રાજ લગામ હાથમાં લીધી તેમાં હંગેરિયન ડાયટની સંમતિ મેળવવા તેણે રાજ્યબંધારણ પ્રમાણે બુડા–પેસ્થ જવું જોઇતું હતું, અને ત્યાં રાજ્યાભિષેક કરાવવો જોઇતો હતો. હંગેરિયન ડાયટે શહેનશાહનું આ તરફ ધ્યાન ખેંચ્યું અને જણાવ્યું કે જ્યાં સુધી શહેનશાહ હંગેરીના પાટનગરમાં ન જાય ત્યાં સુધી હંગેરીની પ્રજા શહેનશાહ પ્રત્યે વફાદારી જાહેર કરશે નહિ. પરંતુ ફ્રાંસિસે હંગેરી જવાની ના પાડી અને પોતાના વિચારમાં તે મક્કમ જ રહ્યો. આ વખતે બુડા-પેસ્થમાં ઓસ્ટ્રિયન લશ્કર હતું, અને તેના ઉપર શહેન-શાહનો ભરોસો હતો. પરંતુ આ લશ્કર પોતાની સલામતી માટે તેને પૂરતું ન લાગ્યું.

આ વખતે હંગેરીયન પ્રજામાં એક પ્રતિભાશાળી સેનાની ઉત્પન્ન થયો. તેનું નામ આર્થર જયોરજેઈ હતું. લોકોને સરસ તાલીમ આપી તેણે એક લશ્કર ઉભું કર્યું, અને ઓસ્ટ્રિયનોને નસાડ્યા. તેની લડાયક શક્તિ આગળ સામ્રાજ્યનો સેનાપતિ નિષ્ફળ થયો;

પરંતુ કોસથે એક ભૂલ કરી અને તેને પરિણામે જ્યોરજેઇએ મેળવેલી સફલતા વેરાઈ ગઈ. કોસથને જ્યોરજેઇની અદેખાઈ થતી હતી. તેની કે સેનાની સાથે મસલત કર્યાં વિના તેણે શાહેનશાહને પદભ્રષ્ટ કરવાનો ઢંઢેરો પ્રગટ કર્યો અને પ્રજાસત્તાક રાજ્યની ધ્વજા ફરકાવી.

રાષ્ટ્રનું રક્ષણ કરવાના વિચારથી અને રાજ્યબંધારણનો બચાવ કરવા વાસ્તે હંગેરિયનોએ હથિયાર ઉપાડયા હતા. રાજાને પદભ્રષ્ટ કરવા તેઓ લડવા તૈયાર થયા ન હતા. જે લડાઈ રક્ષણ સારૂ લડવામાં આવી હતી તે લડાઈ કોસથના ઢંઢેરાને લઈ બંડના અંગે કરવામાં આવેલ લડાઈ જેવી ઠરી. હંગેરિયન પ્રજા પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો વિચાર ધરાવતી ન હતી; એટલે લશ્કરનો ઉત્સાહ ઠંડો પડવા લાગ્યો.

આ રીતે હંગેરિયન લશ્કરની હોંશ ભાંગી પડી, પણ ઓસ્ટ્રિયનોએ બંડ દાબી દેવા રશીયન સરકારની સહાયતા માગી અને હંગેરિયનોની માઠી દશા બેઠી હોય એમ જણાવવા લાગ્યું.

થોડોક વખત સુધી તો જ્યોરજેઇએ પોતાના પ્રતાપથી બે મહાન સત્તાને હંફાવી, પરંતુ બંને પક્ષના બળ વચ્ચે જબરો તફાવત હોવાથી જ્યોરજેઇને છેવટે ફત્તેહ મળે એવો સંભવ ન હતો. કોસથે શત્રુ ઉપર ભેદનીતી અજમાવી; પોતાના પ્રજાસત્તાક રાજ્યના વિચાર તેણે કોરે મુકયા, અને રશીયાના રાજ કુટુંબના એક કુંવરને હંગેરીની ગાદી આપવા જણાવ્યું. પરંતુ યોગ્ય વખત જતો રહ્યો હતો. જ્યોરજેઈ શરણ થયો.

ઓસ્ટ્રિયાની સત્તા પાછી હંગેરીમાં જામી. રાજ્યબંધારણ ગણકારવામાં ન આવ્યું. ડાયટ બંધ કરવામાં આવી. રાષ્ટ્રીય સંસ્થાઓ દાબી દેવામાં આવી. દેશભક્ત અમીરોની અને પ્રજાસંગની જમીન જપ્ત કરવામાં આવી. ભાષાનો બહિષ્કાર કરવામાં આવ્યો. કાઉંટી કાઉંસિલો વિખેરી નાખવામાં આવી,

*

અને ક્રાઉટીનો અમલ ઑસ્ટ્રિયન અધિકારીઓને સોંપવામાં આવ્યો. હંગેરીના લશ્કરી દૃષ્ટિએ વિભાગ કરવામાં આવ્યા, અને યુરોપમાં હંગેરીનું નામનીશાન રહેવા પામ્યું નહિ.

યુરોપના રાજકારભારીઓ કહેવા લાગ્યા કે હંગેરી નાબુદ થયું. પરંતુ ફ્રાંસિસ ડીક હેયાત હતો, અને તેની હેયાતીને લઈ હંગેરી પણ હેયાત હતું.

વિના શરતે શરણ થઈ જવાની સલાહ ડીકે કાસથને ન આપી વાસ્તે તેને લડાઇની શરૂઆતમાં પકડવામાં આવ્યો હતો. આ ઉપર કહેવાઈ ગયું છે. આમ થયું એ હંગેરીને હિતકર નીવડયું. લડતે બંડનું સ્વરૂપ લીધું ત્યારે ડીકે તેમાં ભાગ નહોતો લીધો, અને આથી કરી ઑસ્ટ્રિયનો વિજયી નીવડયા પછી ડીકને હંગેરીમાં રહેવાની રજા મળી હતી; પરંતુ કેટલાક રાષ્ટ્રીય અગ્રેસરોને પરદેશમાં વાસ કરવો પડયો હતો, અને કેટલાક અગ્રેસરો મરણ પામ્યા હતા. ડીકે પોતાની મિલકત વેંચી નાખી અને પેસ્થમાં વસવાટ કર્યો. પેસ્થમાં તે કેવી રીતે પોતાનું જીવન ગાળતો હતો તેનું વર્ણન આર્થર ગ્રિફિથિસ આ પ્રમાણે આપે છે:

"કિવન ઑફ ઇંગ્લાંડ હોટેલમાં તેણે સુવા બેસવા માટે બે ખંડ ભાડે રાખ્યા હતા. તે રસ્તાઓમાં ફર્યા કરતો અને ફરતાં ફરતાં છોકરાઓ સાથે ખેલતો, ભિખારીઓને ભિખ આપતો, અને હરેક જાતના માણસો સાથે વાતચીત કરતો. ઑસ્ટ્રિયનો તેના માટે શંકાશીલ બન્યા. તેઓ અંદર અંદર પુછવા લાગ્યા: 'ડીકે શા સારૂ પોતાની મિલકત વેંચી નાખી અને પેસ્થમાં જઈ વાસ કર્યો?' ઑસ્ટ્રિયન પ્રિફેક્ટે ઑસ્ટ્રિયન પોલીસને તેના ઉપર નજર રાખવાની સુચના કરી.

"તેઓ ડીક ઉપર નજર રાખવામાં સહસ્રાક્ષ બની ગયા, પરંતુ તેનાં આચરણમાં તેઓને એવું કંઈ જણાયું નહિ કે જેથી તેઓ તેને પકડે. તેઓએ હંગેરીનું રાજ્યબંધારણ હરી લીધું હતું,

તેઓએ હંગેરીનું નામ પણ રહેવા દીધું ન હતું; પરંતુ ડીક તો છોકરાઓ સાથે ગેલ કરતો, ભિખારીઓને પૈસા આપતો, સ્ત્રીપુરુષો સાથે વાતચીત કરતો અને આ સિવાય ડીક બીજું કંઈ કરતો નહિ; એટલે તેઓ આ ઉપરથી ડીકને રાજદ્રોહી ઠરાવી શકે એમ ન હતું; છતાં ઓસ્ટ્રિયનો અકળાવા લાગ્યા; ડીક માટે તેઓનો વ્હેમ વધતો ગયો."

આ પછી એક ઓસ્ટ્રિયન દરબારીને ડીકને સરન્યાયાધીશ બનાવવાનું સુઝી આવ્યું, અને તેને એમ પણ થયું કે તેમ કરવાથી હંગેરીની પ્રજાને પણ ધીરજ આવશે. એટલે ઓસ્ટ્રિયન સરકારે ડીકને આ પદવી લેવાનું કહેવડાવ્યું.

ડીકે જવાબ વાળ્યો: 'મારા દેશનું રાજ્યબંધારણ કબુલ રાખવામાં આવશે ત્યારે હું આ માગાંનો વિચાર કરીશ.'

ઓસ્ટ્રિયનોએ પુછ્યું: 'કયું રાજ્યબંધારણ?'

'૧૮૪૮ નું રાજ્યબંધારણ;' ડીકે કહ્યું.

'અરે ભલા માણસ', ઓસ્ટ્રિયનોએ કહ્યું; 'હંગેરિયન બંડ અમે દાબી દીધું એ વાત શું તમે ભૂલી ગયા?'

પણ ડીકે કહ્યું: 'રાજ્યબંધારણ હજી કાયમ છે.'

ઓસ્ટ્રિયનોએ કહ્યું: '૧૮૪૮ નાં રાજ્યબંધારણની વાત સાવ નકામી છે.'

છતાં ડીકે કહ્યું: 'રાજ્યબંધારણ હજી કાયમ છે.'

એટલે ઓસ્ટ્રિયનો કહેવા લાગ્યા: 'અમે તમને આ જણાવવા માગીએ છીએ....'

ડીકે તેઓને આગળ બોલતાં અટકાવ્યા અને કહ્યું: 'ગૃહસ્થો, એ બધી વાત નકામી છે. આ બાબતમાં ચર્ચાને અવકાશ જ નથી. રાજ્યબંધારણ કાયમ જ છે.'

આ પછી સમાધાન કરવામાં કુશળ એવા એક ઑસ્ટ્રિયન રાજનીતિજ્ઞે ડીકને સોડમાં લીધો અને ફોસલામણી કરતાં કહ્યું: 'ડીક, તમે એમ તો નહી ઇચ્છો કે આટઆટલા પ્રસંગો બની ગયા પછી હવે પાછી નવેસરથી શરૂઆત કરવી ?'

'હું એમજ ઇચ્છું છું,' ડીકે કહ્યું: 'માણસ જો કોટનું એક બટન બરોબર બંધ કરતાં ભૂલે છે, તો તેને બધા બટન પાછા ઉઘાડી નાખવાં પડે છે.'

ઑસ્ટ્રિયને જવાબ આપ્યો: 'હં! પણ એ બટન તોડી નખાય.'

ડીકે કહ્યું: 'પણ ભાઈ, તેમ કરવાથી કોટના બટન કદી પણ બરોબર બંધ કરી શકાય નહિ. સાહેબજી.'

પેસ્થ હોટેલના ડીકના ન્હાનકડા ખંડમાં દરરોજ રાતના કેટલાક મિત્રો મળતા, બીડીઓ ફુંકતા, અને થોડોક દારૂ પણ પીતા. તેઓએ કંઈ ખાનગી રાખ્યું નહતું, તેઓના કંઈ ખાનગી શબ્દો નહતા. તેઓ હંગેરીના ઇતિહાસની, હંગેરીના સાહિત્યની, હંગેરીના ઉદ્યોગની, હંગેરીની આર્થિક દશાની, અને હંગેરીના રાજ્યબંધારણની વાતો કરતા. હંગેરીનું રાજ્યબંધારણ મરી ગયું છે એમ માની ઑસ્ટ્રિયનો ઉપર મહેરબાની કરવા તેઓ હઠપૂર્વક ના કહેતા. 'રાજ્યબંધારણ મરી ગયું નથી, પરંતુ ઉંઘે છે; કારણકે તેને ખોટું ઓસડ આપવામાં આવ્યું છે.' ડીક લહેરી માણસ હતો; રાજ્યબંધારણ કયે દિવસે જાગશે તેની વાતો તે કરતો, અને મશ્કેરી કરતો. જીલ્લાઓમાંથી પેસ્થમાં આવતાં લોકો ડીકને મળવા જતા. તેઓ સાંજ પેસ્થમાં ગાળતા, ડીક સાથે ચૂંગી પીતા, એકાદ પ્યાલો શરાબ પીતા. તેની સાથે વાતો કરતાં કરતાં તેઓની ઉદાસીનતા ઉડી જતી. ડીકના આશા ભર્યાં ભાવ તેઓનાં અંતરમાં ઉતરી જતા, અને હંગેરી મરી નથી ગયું એમ દઢતાપૂર્વક માનતાં થઇ તેઓ પાછા જતા. તેઓ પોતાના જીલ્લામાં જતા, અને લોકોને કહેતા: -

'આપણી પારલામેંટ બંધ કરવામાં આવી છે, આપણી કાઉંટી કાઉંસિલો દાબી દેવામાં આવી છે, આખા દેશમાં મારશીયલ લૉનો અમલ ચાલી રહયો છે, આપણી ભાષાનો બહિષ્કાર કરવામાં આવ્યો છે, આપણાં વર્તમાનપત્રોનાં મ્હોં બંધ કરવામાં આવ્યાં છે, બેટથ્યાની મરી ગયો છે, ઝેચેનાઈ પાગલખાનામાં છે, કોસથ દેશવટો ભોગવે છે; આમ છતાં, દેશીજનો, બાજી હાથમાંથી ગઇ નથી. ફ્રાંસિસ ડીક પેસ્થમાં જાગ્યો છે. અમે તેને મળી આવ્યા છે, અમે તેની સાથે વાતચીત કરી છે, અને તેણે તમને આ પ્રમાણે કહેવડાવ્યું છે: 'હંગેરીના લોકો, આશાપૂરણ બનો; સત્ય અને ન્યાય પ્રવર્તશે. હંગેરીનો પુનઃ ઉદ્ધાર થશે.' આખા દેશમાં ત્રાસ વર્તી રહયો હતો, જ્યાં જ્યાં રાષ્ટ્રીયભાવ દેખાતો ત્યાં ત્યાં ત્રાસનો પંજો પહોંચતો અને રાષ્ટ્રીયભાવને કચડી નાખવામાં આવતો; પરંતુ ડીકે પ્રગટાવેલી આશા કચડી શકાણી નહિ. જે પ્રકાશ ફ્રાંસિસ ડીકના ખંડની બારીમાંથી બહાર પડતો તે પ્રકાશથી આખું હંગેરી પ્રકાશવાન થયું. તેના ખંડમાં અનેક વિચારના માણસો ભેગા થતા, અને અનેક પ્રકારની વાતો કરતા, અને રમુજી ટુચકાઓ કાઢતા. અહીં થતી વાતો અને ટુચકાઓ એક મ્હોંથી બીજે મ્હોંએ કહેવાતાં કહેવાતાં આખા હંગેરીમાં જણાતા. મેગ્યાર પ્રજા ઉપર ચોમેર મુકવામાં આવેલ જાસાની અસર કરતાં ડીકની મૂર્તિની અસર વધારે પ્રબળ નીવડી હતી. ડીક તો પ્રજાની નજરમાં વધતો વધતો વિરાટ જેટલો મહાન થઈ પડયો. તેની છાયામાં પોતાનું રક્ષણ અને તેના બાહુમાં પોતાનું બળ પ્રજાને દેખાવા લાગ્યું. મેગ્યાર પ્રજા કહેવા લાગી: 'હંગેરીનો ઉદ્ધાર થશે; કારણકે મહાન, દૃઢ, દુરદર્શી ફ્રાંસિસ ડીકનું એવું વચન છે.'

હંગેરીમાં ઓસ્ટ્રિયનોએ ચલાવેલ જુલ્મ સામે, અત્યાર સગણુ શહેનશાહને વફાદાર રહેલ અમીરો પણ વિરોધ દર્શાવવા લાગ્યા. તેઓએ શહેનશાહને અરજ કરી અને જણાવ્યું: 'હંગેરીના હક ઓસ્ટ્રિયા નામંજુર કરી શકે એમ નથી, કે લઇ શકે એમ

નથી. હંગેરીમાં સ્થાનિક સંસ્થાઓ કે સ્વતંત્ર રાજ્યબંધારણ હોવાં જોઇએ; એ એના હકમાં છે. અમે આપ નેક નામદારને વફાદાર છીએ; વફાદાર રહેતાં છતાં અમે અમારા હક પાછા મેળવવા માગણી કરી શકીએ." શહેનશાહે કહ્યું: 'આ તો બહુ થયું. જેઓએ આ અરજ ઉપર સહી કરી છે તેઓ બધાને નજર કેદ કરો.' અને બાચે કહ્યું: 'તેઓએ ઈશ્વરનો આભાર માનવો જોઇએ કે આપ નામદારે તેઓ ઉપર દયા કરી અને તેઓના ભમી ગયેલાં માથાં ઉડાવી ન દેવડાવ્યાં.'

પરંતુ ડીકનો પ્રભાવ વધતો રહ્યો.

શહેનશાહે બાચને કહ્યું: 'આ ફ્રાંસિસ ડીક આપણને હંગેરીમાં કંઈક રીતે કનડે છે. એની સાથે સમાધાન કરી લેવાય તો સારૂં.'

બાચે કહ્યુ: 'નામદાર, તેમ થશે.' અને પછી હસતાં હસતાં ડીક તરફ જોઈ તેણે કહ્યું: 'ડીક, એમ જણાય છે કે જે રીતે ઓસ્ટ્રિયા હંગેરી ઉપર અમલ ચલાવે છે તેનાથી તમને સંતોષ નથી વળતો. ત્યારે આપણે દુરઅંદેશીથી અને હેતુસર તેની ચર્ચા કરીએ. હંગેરી તમને તેના પ્રતિનિધિ નીમે અને તમે વાયના સાથે વ્યવહાર ચલાવો.'

ડીકે જવાબ આપ્યો: 'મને માફ કરશો, પરંતુ હંગેરીનું રાજ્યબંધારણ ગેરકાયદેસર કોરે મુકવામાં આવ્યું છે, અને જયાં સુધી તેમ રહેવું ચાલુ રહેશે ત્યાં સુધી મારાથી વાયના સાથે વ્યવહાર કરી શકાશે નહિ. બાચ, તમે જાણો છો તેમ હંગેરીમાં રાજ્યબંધારણ નથી એટલે રાજકાજનાં કામમાં મને કંઈ સ્થાનજ નથી.

આ પછી હંગેરીનાં રાષ્ટ્રીયત્વનો નાશ કરવા સારૂ ઓસ્ટ્રિયાએ હંગેરીને જર્મન રાજસંઘમાં ભેળવી દેવા યુક્તિ રચી. આમ થતે તો પરિણામ એ આવતે કે કદી હંગેરી કોઇવાર માથું ફેરવતે તો ઓસ્ટ્રિયા, જર્મનીના પ્રશીયા, સેકસની, બેવેરીયા અને બીજાં રાજ્યો સાથે મળી હંગેરી ઉપર તુટી પડતે. પરંતુ ફ્રાંસ

વચ્ચે પડયું. ફ્રેંચ સરકારે કહેવડાવ્યું: 'હંગેરીને નાબુદ કરવાનો તમારો પ્રયત્ન અમે લડાઈ માટે યોગ્ય કારણ લેખશું.' આ પછી ઓસ્ટ્રિયન સરકારે તે વિચાર પડતો મુકયો, અને કંઈક અંશે જુલમ પણ ઘટાડયો.

રાજ્યદ્વારી વાતો કર્યાં વિના ડીકે રાષ્ટ્રીય હિતની યોજનાઓનો અમલ કરવો શરૂ કર્યો. ઓસ્ટ્રિયન ખેતી સાથે હંગેરિયન ખેતી હરીફાઈ કરી શકે એવા હેતુથી તેણે એગ્રિકલટરલ યુનિયન સ્થાપ્યું હતું અને હવે તે યુનિયનની પ્રવૃત્તિ તેણે ખીલવવા માંડી. કોસથે પ્રોટેકટીવ યુનિયન સ્થાપ્યું હતું. આ યુનિયન ઓસ્ટ્રિયન બનાવટ સામે લડત ચલાવવા લાગ્યું, અને ઝેચેનાઇએ સ્થાપેલી રાષ્ટ્રીય વિદ્યાસભાએ હંગેરિયન ભાષા અને હંગેરિયન સાહિત્ય વિષે ભાવ પેદા કરવાની પ્રવૃત્તિ શરુ કરી દીધી.

આ સમયે કેટલાક હંગેરિયનો દેશવટો ભોગવતા હતા. ઓસ્ટ્રિયાના પંજામાંથી બચવા તેઓ પરદેશ જઈ રહ્યા હતા, અને ત્યાં રહેતાં રહેતાં તેઓ હંગેરી માટે પરદેશોની સહાય મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા, હંગેરીનો વ્યાપાર ખીલવવા લાગ્યા, અને હંગેરીની લડત માટે પરદેશીઓની લાગણી કેળવવા લાગ્યા. પરિણામે ૧૮૫૭ માં હંગેરીએ કરેલી પ્રગતિથી વાયના દરબાર ચિંતામાં પડી.

આ અરસામાં ડીક લોકોનાં મન કેળવી તેમને દોરી રહ્યો હતો; છતાં તે એક પણ સભામાં ગયો ન હતો, તેણે એક પણ ભાષણ કર્યું ન હતું, ઓસ્ટ્રિયન જહાંગિરી સામે વિરોધ દર્શાવવા તેણે એક પણ ઠરાવ સભા સમક્ષ રજુ નહોતો કર્યો.

વાયનામાં બાચ મુંઝાયો અને ગભરાયો. તેને થયું કે ડીકે ચઢાવેલો રંગ ઉતારી નાખવો જોઇએ, પરંતુ તે કામ કેમ કરવું એની તેને સમજ ન પડી. અસારના અંગ્રેજને જેવો સુંદર અને નવીન વિચાર સુઝે આવે તેવો જ સુંદર અને નવીન વિચાર—શહેનશાહને હંગેરી મોકલવાનો—તેને અંતે આવ્યો. તેણે ફ્રાંસિસ

જોસફને કહ્યું: 'નામદાર, તમારે પેસ્થ જવું જોઇએ.' અને ફ્રાંસિસ જોસફ પેસ્થ જવા તૈયાર થયો.

હંગેરીમાં ટુંક સમયમાં ફેરફારો થશે એવું જાહેર કરવાની સૂચનાઓ પેસ્થનાં વર્તમાનપત્રોને આપવામાં આવી. રાજ ગુન્હો કરનારાઓની જપ્ત કરવામાં આવેલી મિલકત તેઓને પાછી સોંપવા, અને લોકોને આશીર્વાદ આપવા ફ્રાંસિસ જોસફ પેસ્થ જવાનો છે, અને તેથી લોકોએ ઉમંગથી અને વફાદારીથી તેને આવકાર આપવો અને ફ્રાંસિસ ડીક વફાદાર માણુસ છે એટલે તે તો અવશ્ય ખુલ્લા દિલથી આવકાર આપશે, એમ પ્રગટ કરવામાં આવ્યું.

ફ્રાંસિસ ડીકે જણાવ્યું: "હા, હું હંગેરીના રાજાને વફાદાર છું." અને ઓસ્ટ્રિયન છાપાઓએ લખ્યું: 'ઓસ્ટ્રિયાનો શહેનશાહ એજ હંગેરીનો રાજા છે.'

પણ ડીકે કહ્યું: 'તેમ હોવાનો તેને હક છે. પરંતુ તે કાયદાને માન આપે, હંગેરીનું રાજ્યબંધારણુ કાયમ રાખવા સોગંદ લે, અને સેંટ સ્ટિફનનો તાજ તેને બુડામાં પહેરાવવામાં આવે પછી તે હંગેરીનો રાજા કહી શકાય. હું હંગેરિયન છું, હું હંગેરીના રાજાને વફાદાર રહેવા બંધાયલો છું, ઓસ્ટ્રિયાના શહેનશાહને વફાદારી આપવા હું બંધાયલો નથી.'

૧૮૫૭ ના મે માસમાં શહેનશાહ પેસ્થ જઈ પહોંચ્યો. લોકોની સહાનુભૂતિ મેળવવા હરેક પ્રકારના ઈલાજો અજમાવવામાં આવ્યા હતા. સરઘસો નીકળ્યા, જલસાઓ અને "બોલ" થયા, અને ધાર્મિક ઉજવણી કરવામાં આવી. કેથોલિક સંપ્રદાય તરફથી એનાયત કરવામાં આવેલ નિવેદનપત્રનાં જવાબમાં શહેનશાહે જણાવ્યું: 'હંગેરીની મારી વહાલી પ્રજાની ઈચ્છાઓ અને જરૂરીયાતો જાણી લેવા હું અહીં આવ્યો છું.' શહેનશાહ બાનુએ હંગેરિયન ટોપી પહેરી પાદરીઓના હાથે ચાલતી નિશાળોની મુલાકાત લીધી,

અને તેની પાસે કરવામાં આવનારા નાચો હંગેરીના જ હોવા જોઇએ એવો તેણે આગ્રહ કર્યો. શહેનશાહે વિધાસભાની મુલાકાત લીધી, અને હંગેરિયન ભાષાની તારીફ કરી. પણ આથી માત્ર વિનીત પક્ષના માણસોજ ભમાયા.

તેઓએ કહ્યું: 'આપણે શહેનશાહને નિવેદનપત્ર આપીએ.' ડીકે કહ્યું: 'નહિ.' વિનીતોએ જણાવ્યું; 'પણ આપણે નિ-વેદનપત્રમાં વાહ વાહ નહિ કરીએ, પરંતુ તેમાં આપણી ફરીયાદો જણાવશું અને તે દૂર કરવાની માગણી કરશું.'

ડીક મક્કમતાથી કહ્યું: 'નહિ. ફ્રાંસિસ જોસફ કાયદાનો ભંગ કરી રહયો છે. અને સ્વેચ્છાથી રાજ્યબંધારણ રદ કરે છે. હંગેરી તેનો સ્વીકાર નહિ કરે.'

આમ છતાં શહેનશાહને નિવેદનપત્ર આપવામાં આવ્યું. શહેન-શાહે વિનીતો પ્રત્યે બહુ મહેર બતાવી; પરંતુ રાજતંત્રમાં કંઈ ફેરફાર થયો નહિ.

શહેનશાહે બુડા-પેસ્થની મુલાકાત લીધે કેટલાક મહીના વીતી ગયા પછી બાચને જણાયું કે હંગેરીમાં હજી શાંતિ નથી.

બાચે વિચાર્યું: 'મારે ડીક સાથે નક્કી કરી લેવું જોઇએ.' બંધારણ વિષે ચર્ચા કરવા ડીકને વાયના જવા કહેવડાવ્યું.

ડીકે જવાબ વાળ્યો: 'હું હંગેરિયન બંધારણ સિવાય બીજું કોઈ બંધારણ જાણતો નથી. હંગેરીનાં બંધારણના આધારે જ હું ચર્ચા કરી શકું.'

પણ બાચે અરજ કરી: 'તમે અહીં આવો અને આપણે બધી વાત ચર્ચીએ.'

ડીકે કહ્યું: 'હંગેરીના બંધારણ વિષે ચર્ચા ન હોય, દલીલ ન હોય, છુટછાટ ન હોય:—બંધારણ હજી કાયમ છે. હું પેસ્થમાં જ રહીશ.'

*

૧૮૫૯ માં ફ્રાંસ અને ઑસ્ટ્રિયા વચ્ચે લડાઈ જાગી. લુઈ નેપોલિયને હંગેરીને વચન આપ્યું કે હું લડાઇમાં જીતું તો અને હંગેરીની ગાદી મારા ભાઇને આપવામાં આવે તો હું ઑસ્ટ્રિયા સાથેના કોલકરારથી હંગેરીને સ્વતંત્ર કરાવીશ. લડાઇમાં ઑસ્ટ્રિયાની હાર થઈ, પરંતુ લુઇએ વચનભંગ કર્યો અને જણાવ્યું કે યુરોપની પરિસ્થિતિને લઈ તેનાથી વચનપાલન થઈ શકે એમ નથી.

ફ્રાંસિસ જોસફ ગુસ્સામાં લડાઇમાંથી પાછો ફર્યો. બાચને તેણે કાઢી મુકયો અને એક હંગેરિયનને, બેરન જોસિકાને, તેની જગ્યાએ મંત્રી થવા કહયું.

જોસિકાએ કહયુંઃ 'નામદાર, હું હંગેરિયન છું. હું હંગેરિયનોને પીછાનું છું. હું ઑસ્ટ્રિયનોને જાણતો નથી. હંગેરિયનો ઉપર રાજ કરવા તમે ઑસ્ટ્રિયનને નીમો તો પરદેશી હોવાના સબબે તે અમારા ઉપર સારી રીતે રાજ કરી શકે નહિ. તેમજ હું બીજી જાતનો હોવાથી હું ઑસ્ટ્રિયનો ઉપર અમલ સારી રીતે કરી શકું નહિ. નામદાર, હું તમને ખાતરી આપું છું કે જે જણ લોકની જાતનો નથી, અથવા તેઓ સાથે જેણે જન્મારો કાઢયો નથી, છતાં તેઓ ઉપર રીતસર રાજ કરવાનો દાવો કરે છે તે ઢોંગી છે.'

આ પછી જે પદ જોસિકાએ ન લીધું તે પદ એક પોલને, ગોલાઉચોસ્કીને આપવામાં આવ્યું અને તેણે સ્વીકાર્યું. શહેનશાહ અને તે સાથે મળી વિચાર કરવા લાગ્યા, અને વધારે સારી રીતે વિચાર કરી શકાય અને નિર્ણય ઉપર આવી શકાય એવા હેતુથી તેઓએ છેવટે રેઇચિસ્રોથમાં (ઑસ્ટ્રિયાની પ્રિવિ કાઉંસિલમાં) સભાસદો વધારવાનો ઠરાવ કર્યો. હંગેરીમાંથી ૭ સભાસદો બોલાવવામાં આવ્યા હતા.

'આપણે શું કરવું?' એમ ડીકને પુછવામાં આવ્યું. 'જવું નહિ,' ડીકે કહયું. 'ફ્રાંસિસ જોસફ હંગેરીની સલાહ લેવા ઇચ્છે

છે તો ભલે તે પેસ્થ આવે અને હંગેરીની પારલામેંટ સાથે મસલત કરે.'

આ પછી ત્રણુ જણાએએ જવાની ના પાડી. શહેનશાહે અને તેના પોલ મંત્રીએ નિશ્ચય કર્યો કે હંગેરીને રાજી કરવા પ્રથમ તો કાઉંટી કાઉંસિલો ફરી સ્થાપવી અને તે વાસ્તે એક હંગેરિયન શાહી કમિશન નીમવું.

દેશની નજર ડીક ઉપર ગઇ. દેશને કાઉંટી કાઉંસિલોની ઘણી જરૂર હતી, અને ડીક કમિશન કબુલ રાખે એમ આખા દેશે ઇચ્છયું. પરંતુ ડીક ડગે એમ નહતું.

કમિશનરોને તેણે કહયું: 'ઓસ્ટ્રિયાના શહેનશાહ તરફથી તમને મળેલ ફરમાન પાછા મોકલી આપો. હંગેરીના રાજા સિવાય બીજો કોઈ હંગેરી માટે શાહી કમિશન નીમી શકે નહિ.'

એટલે કમિશનરોએ ફરમાન પાછા વાળ્યા અને સાથે એક નમ્રતાપૂર્વક લખાયલી ચીઠી મોકલાવી.

અંતે ૧૮૬૧ માં ઓસ્ટ્રિયન સરકારે નાખુશીથી કાઉંટી કાઉંસિલ સ્થાપવાનો અને હંગેરીની ડાયટ બોલાવવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તો દશ વર્ષના જુલ્મ દરમ્યાન નીમવામાં આવેલ ઓસ્ટ્રિયન અમલદારોની ચર્ચા કાઉંટી કાઉંસિલોએ કરી અને પછી ઓસ્ટ્રિયન લશ્કરને અંગે પૈસા ઉઘરાવી તેને સોંપવા ના પાડી.

વાયનાના એક છાપાએ ગુસ્સામાં એક પ્રશ્ન પુછ્યો: 'હંગેરીમાં કાઉંટી કાઉંસિલો બોલાવી શું હેતુ પાર પાડવાનોછે?' છાપાએ પોતેજ તેનો જવાબ આપ્યો પરંતુ તે ખરો જવાબ દઈ ન શક્યું. ખરો જવાબ તો પેસ્થની કાઉંટી કાઉંસિલે તરત આપ્યો: 'ઓસ્ટ્રિયન અમલનું નામનીશાન ધોઈ નાખવાનો, અને હંગેરીમાં હંગેરિયનોનું હિત જાળવવાનો.'

ફ્રાંસિસ જોસફ મુંઝાયો. તેણે વસ્તુસ્થિતિ ચર્ચવા ડીકને બોલાવ્યો અને ડીક ગયો. હંગેરિયન પ્રશ્નનો સંતોષકારક નીવેડો લાવવા

અને તેમ કરવા ડીકને તક આપવા શહેનશાહે હંગેરિયન અગ્રેસરને વચન આપ્યું. ડાયટ મળે ત્યાં સુધી ચૂપ રહેવા ડીકે કાઉંટી કાઉંસિલોને સલાહ આપી.

પેસ્થમાં ઓચિંતી ખબર આવી કે પોલ મંત્રીએ રાજીનામું આપ્યું છે અને તેની જગ્યાએ વન ચેમરલિંગની નીમણુંક થઈ છે અને ઓસ્ટ્રિયન સામ્રાજ્યના બધા પ્રશ્નો ઉકેલવાની યોજના તેની પાસે છે. આ યોજના પ્રમાણે બધી પ્રજાને સ્વરાજ આપવામાં આવતે અને વાયનામાં શાહી પારલામેંટ બેસતે.

હંગેરીમાં ચેમરલિંગની યોજના હસી કાઢવામાં આવી. હંગેરીયનોએ પ્રશ્ન કર્યો: 'શું તમે એમ ધારો છો કે પરદેશીઓ સાથે પરદેશી શહેરમાં હંગેરિયનો પોતાના દેશને લગતી વાતો ચર્ચશે? તમે ગાંડા થઈ ગયા છો, અથવા તમે અમારૂં અપમાન કરવા ઇચ્છો છો.'

ડાયટની ચુંટણી થઈ; ૩૦૦ સભાસદોમાંથી ૨૭૦ ડીકના અનુયાયીઓ ચુંટાયા.

ચુંટણી થયા પછી બુડાના કિલ્લામાં ભેગા થવા તેઓને કહેવામાં આવ્યું, પરંતુ ત્યાં જવા તેઓએ ના પાડી. તેઓએ કહ્યું: '૧૮૪૮ ના બંધારણ પ્રમાણે ડાયટની બેઠક પેસ્થમાં થવી જોઇએ. અમે મળશું તો પેસ્થમાં મળશું, અને નહિતર નહિ મળીએ.' ઓસ્ટ્રિયનો આ સામે થયા, કેટલાકોને ફોસલાવ્યા, પણ અંતે પોતે નમ્યા. આ પ્રજાની મ્હોટી જીત લેખાઈ; કારણ કે ઓસ્ટ્રિયાની ઇચ્છા ન છતાં તેને ૧૮૪૮ ના કાયદા કબુલ કરવાની ફરજ પડી.

૧૮૬૧ ના એપ્રિલ માસની ૬ઠી તારીખે શાહી કમિશનર કાઉંટ જ્યોરજ્યે એપ્પોનાઇએ હંગેરીની પારલામેંટ ખુલી મુકી. પ્રતિનિધિઓ હંગેરિયન, રાષ્ટ્રીય પહેરવાશ પહેરીને ગયા હતા. ખંડમાં બધા ભેગા થયા પછી એક સાથે બધાએ ઘોષ કર્યો: "મારો દેશ

અમર રહો.' ઓસ્ટ્રિયન મારાના હાથે ૧૮૪૯ માં મરતાં મરતાં હંગેરીના પ્રધાન કાઉંટ લુઈ બેટથ્યાનીએ આ શબ્દો ઉચ્ચાર્યાં હતા.

આ પછી ફ્રાંસિસ જોસફના કમિશનરે શાહી સંદેશો વાંચી સંભળાવ્યો. તેણે કહ્યું: "ઓસ્ટ્રિયન અને હંગેરિયન વચ્ચે જન્મેલ ગેરસમજ અને અવિશ્વાસથી નામદાર શહેનશાહને બહુ દુઃખ થયું છે; શાંતિ અને એકતા ફરી સ્થાપવા તેની ઇચ્છા છે; અને તે કારણસર તેણે હંગેરીની ડાયટની બેઠક કરી છે; તે હેતુ પાર પાડવાનો રસ્તો આ પ્રમાણે જણાવવામાં આવ્યો છે: હંગેરીની ડાયટ હંગેરીના હવા પાણીની સંભાળ રાખે, અને બીજા કાર્ય માટે વાયનાની શાહી પારલામેંટમાં તે પોતાના પ્રતિનિધિઓ મોકલે."

હંગેરિયન પ્રજાના પ્રતિનિધિઓ આ શાહી ઢંઢેરા ઉપર તિરસ્કારથી હસ્યા અને તેઓના હસવાનો પડઘો ખંડમાં પડયો. ફ્રાંસિસ ડીકે કોલાહલ શાંત પાડયો, અને પછી કહ્યું:

'પરદેશના પાટનગરમાં બેસતી પરદેશી ધારાસભામાં આપણને અહીંથી મોકલવાનો પ્રયત્ન થયો છે. આ ધારાસભા પોતાને શાહી પારલામેંટનાં નામથી ઓળખાવે છે, અને તે આપણા માટે અને આપણા વંશજો માટે કાયદા કરવાનો હક ધરાવવાનો દાવો કરે છે. આ તે કોણ કબુલ કરશે ? ખચીત, કોઈ નહિ. જેણે આવી સૂચના કરી છે તેને આપણી પ્રજાના મોભાને શોભે એવી રીતે આપણે તે નાકબુલ રાખવાનો વિચાર જણાવી દેવો જોઇએ.'

આ પછી હંગેરીના સ્વતંત્ર રાષ્ટ્રની પારલામેંટ આગળ કરવામાં આવેલ શાહી ભાષણના જવાબમાં ઓસ્ટ્રિયાના શહેનશાહ ફ્રાંસિસ જોસફને હંગેરીની ડાયટ તરફથી એનાયત કરવા ડીકે એક નિવેદનપત્ર ઘડયું અને હંગેરિયન પારલામેંટે તે કબુલ રાખ્યું. આ ૧૮૬૧ની સાલનું પ્રસિદ્ધ પહેલું નિવેદનપત્ર હતું. આ મ્હોટા ખરીતાની લીટીએ લીટીમાં મર્દાની, દેશભક્તિ અને મક્કમતા નજરે પડે છે. ફ્રાંસિસ જોસફને જ જણાવવા ખાતર નહિ પરંતુ આખા જગતને

જણાવવા સારૂ ડીક આ ખરીતામાં હંગેરીની વસ્તુસ્થિતિ ચિતરી છે. નિવેદનપત્રમાં જણાવવામાં આવ્યું છે:

'છેલ્લાં બાર વર્ષમાં અમારે ઉગ્ર કષ્ટ વેઠવું પડયું છે. અમારૂં પ્રાચીન રાજ્યબંધારણ કોરે મુકવામાં આવ્યું છે. અમને અસારલગણુ ન જણાયલ એવી રાજ્યપદ્ધતિથી અતિશય દુઃખ દેવામાં આવ્યું છે. આ કચડી નાખનાર પદ્ધતિનો અમલ શાહી કારભારીઓએ ઝેરભાવથી, સાંકડા વિચારથી અને ઘણીવાર દુષ્ટ હેતુથી કર્યો છે. તેઓની નજરે અમારી સ્વતંત્રતાની લાગણીમાં ગુન્હો લાગતો, અને તેટલે જ અંશે અમારી પ્રજા પ્રત્યેની અમારી મમતામાં અને નિર્દોષ દેશાભિમાનમાં ગુન્હો જણાતો. આ માણસોએ અમારા દેશની શક્તિ સોસી લીધી છે, પ્રજાની મિલ્કત ગેરકાયદેસર કામમાં લીધી છે, અને સતવણી કરવા અમારી પ્રજાને પસંદ કરી છે. દરરોજ નવી નવી આફતો અમારા ઉપર આવી પડવા લાગી અને જેમ જેમ આફત આવતી ગઈ તેમ તેમ અમારો વિશ્વાસ ઉઠતો ગયો. અમે દુઃખ વેઠયું (અને પછી નિવેદનપત્ર મર્દને છાજે તેવી રીતે જણાવે છે:) પરંતુ અમે અમારાં પોતા તરફ બેવફા ન થયા' (અને તેથી જ ઓસ્ટ્રિયાને આપખુદી છોડવાની ફરજ પડી) અને 'અમે હંગેરીના પ્રતિનિધિઓ રાજ્યબંધારણ વિષેનું કાર્ય શરૂ કરવા ભેગા મળ્યા છીએ.' આગળ ચાલતાં નિવેદનપત્ર આપનારાઓ ખુલ્લે ખુલ્લું જણાવી દે છે: 'આ પહેલું પગલું અમારે લેવું પડે છે તે જ અમને દુઃખદ લાગે છે. તે દુઃખદ છે કારણ કે ગેરકાયદેસર કાર્ય અને જુલમ ચાલું હોવા છતાં અમારે તમને, ફ્રાંસિસ જોસફને, અરજ કરવી પડે છે; પરંતુ અમારી પહેલી ફરજ અમે જાણીએ છીએ: હંગેરીને હંગેરી જ રાખવા અમારે અમારી સર્વશક્તિનો ઉપયોગ એકત્રિત થઈ કરવાનો છે. અમારા દેશની સ્વતંત્રતાને છેડવામાં આવશે, તો હુમલા સામે મર્દ તરીકે એક સરખો પોકાર કરવાની અમારી ફરજ છે. અમને સ્વતંત્રતા જોખમમાં જણાય છે. રાજ્યબંધારણની

બાબદમાં તમે ભરેલું પગલું જ અમારી સ્વતંત્રતાને જોખમમાં લાવી મુકે છે. અમારી સ્વતંત્રતાનો ભંગ કરવામાં આવ્યો છે; કારણ કે હંગેરીનું રાજ્યબંધારણ મર્યાદિત પ્રમાણમાં જ ચાલુ કરવામાં આવ્યું છે; બંધારણના અતિશય અગત્યના અંગો કાઢી નાખવામાં આવ્યા છે; ઓકટોબરના ફરમાને તેનો ધ્વંસ કર્યો છે.

આ ફરમાનથી બંધારણની કેટલીક જુની કલમોથી હંગેરીને મળતાં હકો સદા માટે જુંટવી લેવામાં આવે છે. આ કલમો પ્રમાણે સારા દેશમાં લશ્કર ઉભું કરવાની સત્તા અને કરને લગતાં બધા પ્રશ્નોનો નિવેડો કરવાની સત્તા હંગેરીની પારલામેંટ પાસે રહેવી જોઇએ; પરંતુ નવા ફરમાનથી તે સત્તા લઈ લેવામાં આવે છે. દેશના સાંસારિક હિતાહિતના અત્યંત અગત્યના પ્રશ્નો વિષે રાજા સાથે મળી કાયદા ઘડવાનો હક આ ફરમાન પ્રજા પાસેથી લઇ લે છે. પૈસા ટકા, લશ્કરીખાતાઓ, જગાત; અને હંગેરીનો વ્યાપાર, આ બધા પ્રજાના રાષ્ટ્રીય અસ્તિત્વનાં આવશ્યક તત્વો છે. 'પરંતુ તેને લગતાં પ્રશ્નોનો નિવેડો કરવાનું કામ શાહી પારલામેંટની સત્તાને આપવામાં આવ્યું છે, અને આ શાહી પારલામેંટના સભાસદોનો મ્હોટો ભાગ પરદેશી હોય છે. આ પારલામેંટમાં આ પ્રશ્નોનો નિર્ણય કેવળ હંગેરીની દૃષ્ટિએ કે હંગેરીના હિતનોજ વિચાર કરીને કરવામાં નહિ આવે; પરંતુ આ પ્રશ્નો બીજી દૃષ્ટિએ પણ તપાસવામાં આવશે, અને તેનો નિર્ણય કરતાં બીજાના હિત પણ ખ્યાલમાં રાખવામાં આવશે. વળી આ ફરમાન પ્રમાણે અમલ ચલાવવામાં હંગેરિયન સરકારને ઓસ્ટ્રિયન સરકાર ઉપર આધાર રાખવો પડશે, અને ઓસ્ટ્રિયન સરકાર બિન જવાબદાર સરકાર છે. પણ કદી આ સરકાર જવાબદાર બને તો પણ તે હંગેરીને જવાબદાર નહિ રહે, પરંતુ શાહી પારલામેંટને રહેશે, અને અમારા અને ઓસ્ટ્રિયાના લાભ એક બીજાની વિરૂદ્ધ જણાય તો શાહી પારલામેંટ અમારા લાભનું રક્ષણ કરવાની ખાતરી અમને આપશે નહિ. કદી આ ધારણા

પાર પડશે, તો હંગેરી માત્ર નામમાં જ હંગેરી રહેશે, અને વસ્તુત: તે ઓસ્ટ્રિયાનો પ્રાંત બની જશે. અમારા હકનો ખ્યાલ ન કરતાં અમારા રાજ્યબંધારણની સ્વતંત્રતા સામે અને અમારી સામે આમ જબરદસ્તી કરવી એ અમારા કાયદાથી વિરૂદ્ધ છે એટલું જ નહિ પરંતુ ૧૭૨૩ માં હંગેરી અને તે વખતના રાજ્યવંશ સાથે કરવામાં આવેલ રાજ્યનાં મૂળભૂત કરાર ઉપર, "પ્રેગમેટિક સેંકશન" ઉપર, ત્રાપ મારવા બરાબર છે.'

આ પછી નિવેદનપત્રમાં 'પ્રેગમેટિક સેંકશન' નો ઇતિહાસ અને તેની કલમો ટાંકવામાં આવી છે. "શાહી પારલામેંટનો ઘણો મ્હોટો ભાગ વિજાતીય છે, તેના અને હંગેરીના હિત ભિન્ન પ્રકારના છે. એટલે આવી પારલામેંટમાં હંગેરીના હકનું અને હંગેરીના હિતનું રક્ષણ થશે એની ખાતરી શું આપી શકાશે? આવી પારલામેંટમાં હંગેરીને લગતી બાબતો ખચીત ઓસ્ટ્રિયનોની બહુમતિને જ આધીન રહેશે; અને તેથી અમારા હિતનો આધાર સંપૂર્ણ રીતે પરદેશની રાજનીતિ ઉપર રહેશે. કર વિષેના અને લશ્કર ઉભું કરવા વિષેના દરેકેદરેક પ્રશ્નનો નિવેડો લાવવાનો હક હંગેરિયન ડાયટને છે અને તે હક તેની પાસેથી લઈ લેવામાં આવે એ અમે કબુલ રાખશું નહિ. અમે બીજા કોઇ પરદેશ માટે ધારા ઘડવાનો હક ધરાવવા ઇચ્છતા નથી; તેમ હંગેરી માટે ધારા હંગેરીના રાજા સાથે મળી અમે કરવા ધારીએ છીએ, અને હંગેરીના રાજા સિવાય બીજા કોઇને અમે અમારા આ હકમાંથી હિસ્સો આપવાના નથી. હંગેરીનાં રાજતંત્રનો આધાર અમે હંગેરીના રાજા સિવાય બીજા કોઇ ઉપર રાખવા નથી માગતા, અને અમારા દેશનું રાજતંત્ર બીજા દેશનાં રાજતંત્ર સાથે જોડી દેવા અમે નથી ઇચ્છતા. એટલે અમે જણાવી દઇએ છીએ કે અમે શાહી પારલામેંટમાં કે સામ્રાજ્યની બીજી કોઇ સભામાં ભાગ લેશું નહિ. વિશેષમાં, હંગેરી માટે ધારા ઘડવાનો શાહી પારલામેંટનો હક અમે કબુલ રાખતા નથી. જે પ્રજા રાજ્યબંધારણ

ધરાવે છે, અને જેનું રાજ્ય વંશપરંપરાગત છે, તેની સાથે ખાસ પ્રસંગ ઉપરજ—એ સ્વતંત્ર પ્રજા એક બીજા સાથે મસલત કરે તેમ—અમે મસલત કરવા તૈયાર છીએ.”

નિવેદનપત્ર આ પ્રશ્ન શહેનશાહને પુછે છે: ‘હંગેરીના રાજા તમારે થવું છે ? તો ભલે; પરંતુ પ્રથમ તમે હંગેરીના કાયદાને માન આપો. અમારૂં રાજ્યબંધારણ તમે ગેરકાયદેસર કોરે મુકયું છે તે પાછું અમલમાં લાવો; અને પછી અમે તમારા રાજ્યાભિષેક વિષે બંદોબસ્ત કરશું.’ અંતમાં નિવેદનપત્ર જણાવે છે: **“રાજ્ય હોવાનું કારણ બળ કે સત્તા ધરાવવામાં નથી. બળ તો માત્ર સાધન છે. રાજ્ય પ્રજાના સુખ માટે છે.......** હંગેરીના રાજાનો રાજ્યાભિષેક થાય છે ત્યારે જ તે હંગેરીનો કાયદાસર રાજા બને છે. પરંતુ રાજ્યાભિષેક સાથે અમુક શરતો રહેલી છે, અને રાજ્યાભિષેક થાય તે પહેલાં તે શરતોનું પાલન અવશ્ય થવું જોઇએ. મસલત કે સમાધાન થાય તે પહેલાં આટલું તો થવું જોઇએ: અમારા રાજ્યબંધારણની સ્વતંત્રતા કાયમ રહેવી જોઇએ; અમારા દેશની સીમા અને રાજસત્તા અખંડિત રહેવી જોઇએ; ડાયટ સંપૂર્ણ બનવી જોઇએ; અમારા મૂળ ધારાઓ પૂરેપૂરા અમને પાછા મળવા જોઇએ; અમારા દેશમાં પારલામેંટ અને તેને જવાબદાર પ્રધાનમંડળ પાછા અસ્તિત્વમાં આવવા જોઇએ; અને આપખુદી સત્તાના જે કંઈ અંશ હજી રહી ગયા હોય તે બધા દૂર થવા જોઇએ”

પરંતુ ઓસ્ટ્રિયન શહેનશાહે હંગેરીની માગણીઓ કબુલ રાખવા ના પાડી, અને શાહી પારલામેંટમાં મોકલવાના પ્રતિનિધિઓની ચુંટણી તરત કરવા ડાયટને જણાવ્યું. એટલે ૧૨ મી ઑગસ્ટે હંગેરીની પારલામેંટે ફ્રાંસિસ જોસફને એનાયત કરવાનું બીજું નિવેદનપત્ર તૈયાર કર્યું.

બીજા નિવેદનપત્રમાં આ પ્રમાણે જણાવવામાં આવ્યું હતું: “અમે બક્ષીસ માગતા નથી; અમારા હકનો વિશેષ બચાવ કરવા

સારૂ અમે નવા ધારાઓ કરવાનું સૂચવ્યું નથી; જે ધારાઓ છે તેનું પાલન થાય એટલું જ અમે માગ્યું છે. કેવળ જબરદસ્તીને બદલે ધારાધોરણુ અને રાજ્યબંધારણુ અનુસાર રાજ્ય કરવાની પદ્ધતિ અમુક અંશે નહિ પરંતુ સંપૂર્ણ રીતે સ્વીકારાય એવી અમે માગણી કરી છે. આપ નામદારે જે શાહી ફરમાન મોકલાવ્યું છે તેમાં અમારી યોગ્ય માગણીઓ કબુલ રાખવાની ચોખ્ખી ના કહેવામાં આવી છે. ફરમાનમાં જણાવવામાં આવેલ વિગત ઉપરથી અને ફરમાનનાં સ્વરૂપ ઉપરથી અમે આ દુઃખદ વિચાર બાંધ્યો છે કે આપ નામદાર હંગેરીનાં રાજ્યબંધારણુ પ્રમાણે હંગેરી ઉપર રાજ્ય કરવા નથી ઇચ્છતા.

આપખુદી સત્તાના આધારે આપ નામદારે 'પ્રેગમેટિક સેંકશન' નો ભંગ કરી અમારા દેશનું રાજ્યબંધારણુ અને અમારા દેશના ધારા કોરે મુકયા છે, અને હજી પણુ આ આપખુદી પગલાંનું પરિણામ નાબુદ કરવા આપ ના પાડો છો. અમારૂં રાજ્યબંધારણુ કેટલેક અંશે ચાલુ કરવા આપ વચન આપો છો, પરંતુ તેની જ સાથે તેના અતિશય આવશ્યક અંગ આપ કાઢી નાખો છો. આપખુદી સત્તાથી આપ અમારા મૂળભુત ધારાઓ દાબી નાખો છો, અને તેને બદલે આપના ખાસ શાહી ફરમાનને મૂળ ધારા લેખવા આપ અમને જણાવો છો. શાહી પારલામેંટમાં પ્રતિનિધિ મોકલવા આપ અમને કહો છો. પરંતુ આ પારલામેંટ અમારી સંમતિ વિના આપની ઇચ્છાના આધારેજ બોલાવવામાં આવી છે. અમારી પોતાની જ પારલામેંટમાં અમારા અસંત અગત્યના લાભો વિષે ધારા ઘડવાનો હક અમે હમેશાં ભોગવ્યો છે; અને હવે આપ કહો છો કે અમારો એ હક અમારે શાહી પારલામેંટને આપવો. કર નાખવાનો અને લશ્કર ઉભું કરવાનો હક અમારા દેશે હમેશાં ભોગવ્યો છે અને તે હક છોડી દેવા અને તે બાબતનો નિર્ણય કરવાનું શાહી પારલામેંટને સોંપવાનું આપ અમારી પાસે માગો છો. મંજુર થઇ ગએલ ધારા, ધારા ઘડનારી સત્તાનાં

બધા અંગ મળીને જ રદ કરી શકે એ બંધારણ પ્રમાણે ચાલતી દરેક સરકાર માટે પ્રથમ નિયમ છે; પરંતુ આપ એ નિયમને ગણકારતા નથી. આપનાં પગલાં રાજ્યબંધારણની વિરૂદ્ધ હોવાથી ખુદ "પ્રેગ્મેટિક સેંક્શન" નું અસ્તિત્વ ભયમાં આવી પડ્યું છે. પ્રજાનાં સંરક્ષણ માટેની શરતો આ પ્રાથમિક કરારનામામાં જણાવવામાં આવી છે, અને તે બધી શરતો માટે આપ બેપરવાઈ બતાવો છો. હંગેરીની પારલામેંટની સંમતિ વિના આપ ધારા ઘડો છો અને શાહી પારલામેંટમાં પ્રતિનિધિઓ મોકલવા અમને ફરમાવો છો. પરંતુ આથી જ અમારા દેશનાં રાજ્યબંધારણની સ્વતંત્રતા બહુ ખંડિત થાય છે. રાજ્યબંધારણની કે રાજાના મંજુર થયેલાં ધારાની વિરૂદ્ધ હોય છતાં શહેનશાહનાં મનમાંથી જે હુકમ નીકળે તેને કાયદા તરીકે કબુલ કરી લેનારી અને ધારાપોથીમાં તે હુકમો નોંધવા બંધાયલી સંસ્થા હંગેરિયન પારલામેંટ જાણે કે ન હોય એમ આપ વર્તો છો. આમ છે તો પછી હંગેરીના રાજ્ય-બંધારણની સ્વતંત્રતાનો શો અર્થ ? અને આપે અખત્યાર કરેલ માર્ગ ઉપરથી દાખલો લઈ ભવિષ્યમાં આપના પછી ગાદીએ આવ-નાર કોઈ અમારા પ્રાણ અને હક્ની સાથે આપની પેઠે જ વર્તે અને પોતાની સત્તાના આધારે અમારી પ્રજાની પહેલેથી સંમતિ લીધા વિના અમારા હકો દાબી દેવાનો અથવા તેમાં ફેરફાર કર-વાનો હુકમ કરે અને પછી ધારા ઘડી આ હુકમનો અમલ કરવા ડાયટને કહે તો પછી અમારી સ્વતંત્રતાનું શું ?'

આ પછી શાહી પારલામેંટમાં પ્રતિનિધિ મોકલવાનાં પરિણામનો વિચાર નિવેદનપત્રમાં કરવામાં આવ્યો છે. તે વિષે નિવેદનપત્ર જણાવે છે: "પ્રજાના જાનમાલ વિષેનો વહીવટ આ સંસ્થાના હાથમાં જશે, અને આ સંસ્થાનો મ્હોટો ભાગ પરદેશીઓનો બનેલો હશે, અને તેમાં ઓસ્ટ્રિયનો મ્હોટી સંખ્યામાં હશે. આમ હોવાથી એવું બનવાનો સંભવ છે કે અમને જેમાં લાગતું વળગતું ન હોય તેવા કામને અંગે અથવા અમે માથે લીધું ન હોય એવા કામને અંગે તેઓ અમારા ઉપર બોજો મેલે."

હંગેરી અને ઓસ્ટ્રિયાના આર્થિક સંબંધ વિષે નિવેદનપત્રમાં જણાવવામાં આવ્યું છે કે "હંગેરીની સંમતિ વિના કરવામાં આવેલ રાજકરજ માટે હંગેરી જવાબદાર નથી. છતાં, આપખુદી સત્તાનાં અવિચારી પગલાંએ અમારા ઉપર મુકેલ ભારે બોજાથી અમારા બધાની એક સાથે પાયમાલી ન થઈ જાય વાસ્તે કાયદાએ અમારા ઉપર નાખેલી જવાબદારી કરતાં વધારે જવાબદારી લેવા અમે તૈયાર છીએ. પરંતુ આ બાબતનો ફડચો અમે ભિન્ન અને સ્વતંત્ર દેશની પ્રજાની પેઠે જ કરશું. અને કદી અમારી સ્વતંત્રતા ઉપર ત્રાપ મારવામાં આવશે તો જે ફરજ બજાવવા અને ભાર ઉચકવા અમે કાયદાથી કે ન્યાયની દૃષ્ટિએ બંધાયલા નથી તે કાર્ય કરવાની ના પાડવામાં ઇશ્વર અને જગત્ સમક્ષ અમે વ્યાજબી ઠરશું."

"અમે શાહી પારલામેંટમાં પ્રતિનિધિઓ મોકલીએ તો અમારે અમારા અસંત અગત્યના હકોનો અને અમારા રાજ્ય-બંધારણની સ્વતંત્રતાનો ભોગ આપવો પડે. ખરૂં છે કે અમને મોઢેથી વચન આપવામાં આવ્યા છે, પરંતુ અમને ફીકર રહયા કરે છે કે જો અમે શાહી પારલામેંટમાં જશું તો ઓસ્ટ્રિયા હંગેરીને પોતાનો પ્રાંત બનાવી દેશે; અમને આ પણ ફિકર થાય છે કે આપખુદી સત્તાએ ઘણીએ વાર રાજ્યબંધારણનાં નામે હંગેરીને ઓસ્ટ્રિયામાં ભેળવી નાખવા પ્રયત્ન કર્યાં છે,—જોકે તે બધા નિષ્ફળ ગયા છે; અને ફરી પાછા તેવાં પ્રયત્ન કરવાનો ઇરાદો ઓસ્ટ્રિયાનો જણાય છે. તાણીતુણીને કરવામાં આવેલ એકયથી સામ્રાજ્ય કદી પ્રબળ નહિ બને. સામ્રાજ્યની અંદરનાં રાજ્યોની લાગણી દુભાવાથી અને બળજોરી વપરાવાથી ઉત્પન્ન થતી કડવાશમાંથી સાવ સ્વતંત્ર બનવાની ઇચ્છા જન્મે છે; અને તેમ થયેથી જે ઘડીએ સામ્રાજ્યને એક્યબળની જરૂર પડે છે અને તેની જુદી જુદી પ્રજામાં સંપૂર્ણ ઉત્સાહની જરૂર જણાય છે તે ઘડીએ સામ્રાજ્ય અતિશય નિરબળ નિવડે છે. જે સામ્રાજ્યમાં એકલા કેવળ સૈન્યબળ ઉપરજ આવલંબી રહી છે તે સામ્રાજ્યની મહત્તા

અને સ્થિતિ ડગમગુ દશામાં છે, અને ભયના સમયમાં અતિશય જોખમમાં છે. કોઇ દેશના રાજકીય હક કાપી નાખવા એ અન્યાય છે, અને તેમ કરવાથી અસંતોષ અને કટુતા હમેશાં જન્મે છે. જે રાજ્ય સુવ્યવસ્થિત વ્યવહારથી નાગરિકને પાર્થિવ સંપત્તિ આપી શકે છે તે રાજ્ય થોડાક વખત માટે મુકાબલામાં પોતાને હાની પહોંચાડયા વિના આવો માર્ગ ગ્રહણ કરી શકે છે, કારણ કે પાર્થિવ સંપત્તિ મળવાથી રાજકીય હક ગુમાઇ જવાનું ઘણાઓનું દુઃખ ઘટી જાય છે. આવાં સહીસલામત રાજ્યમાં પણ પ્રજાના હક ઝુંટવી લેવાનો માર્ગ રાજદ્વારી દષ્ટિએ કદી પણ યોગ્ય ઠરે નહિ. પરંતુ ભૂલ કે દુર્ભાગ્યથી જે રાજ્ય પાર્થિવ સંપત્તિ વધારી શકતું નથી અને જેને પોતાની હૈયાતી કાયમ રાખવા માટે લગભગ સાવ ચુંસાઇ ગયલા નાગરિકો ઉપર નવા કરનો બોજો નાખવાની ફરજ પડે છે, અને જેને તેઓની પાસેથી વારંવાર વિશેષ ભોગ માગવો પડે છે, તે રાજ્ય પ્રજાના હક કમી કરવામાં સુનીતિથી વિરૂદ્ધ વર્તે છે અને પ્રજાની લાગણીને આઘાત પહોંચાડે છે. **રાજકીય હક જોખમમાં હોવાની માન્યતા જેમ જેમ ઘર કરતી જાય છે તેમ તેમ પ્રજા ઉપર મુકવામાં આવેલો ભાર વધારે ને વધારે ભારે લાગે છે.** કટુતાની ખરી લાગણી ભોગ આપવાની ઇચ્છા મારી નાખે છે, અને જે સત્તા નાગરિકોની પાર્થિવ સંપત્તિમાં વધારો કરવામાં મદદ કરી શકતી નથી અને તેઓના રાજકીય હકો કાયમ રાખી શકતી નથી તે સત્તા ઉપરથી વિશ્વાસ સાવ ઉડી જાય છે.”

પહેલાં નિવેદનપત્રમાં જણાવવામાં આવેલ નિડર વિચારો ફરીવાર બીજાં નિવેદનપત્રમાં પણ બતાવવામાં આવ્યા હતા: “આપ નામદાર પ્રત્યે, અમારા દેશ પ્રત્યે અને અમારા પોતા તરફ એક નિષ્ઠા રાખી, અમે આપને અત્યંત માનપૂર્વક જણાવીએ છીએ કે અમે ‘પ્રેગમેટિક સેંકશન’ નેજ અને તેમાં જણાવવામાં આવેલા સર્વ શરતોને અપવાદ વિના વળગી રહીશું. ‘પ્રેગમેટિક સેંકશન’ની

વિરૂદ્ધ જે કંઇ હશે તેને અમે રાજ્યબંધારણનાં અંગ રૂપે નહિ ગણીએ....શાહીપારલામેંટ કોઇપણ બાબતમાં હંગેરી માટે ધારા કરે એની સામે અમે અમારો વિરોધ દર્શાવીએ છીએ. અમે જાહેર કરીએ છીએ કે અમે શાહી પારલામેંટમાં અમારા પ્રતિનિધિઓ નહિ મોકલીએ; અને વિશેષમાં, બીજી કોઇ રીતે પ્રતિનિધિઓની ચૂંટણી કરવામાં આવશે તો અમે તેવા પગલાંને અમારા રાજ્ય-બંધારણ ઉપર પ્રહાર કરનારૂં લેખશું, અને અમે એમ પણ જણાવીએ છીએ કે બીજી કોઈ રીતે ચુંટવામાં આવેલ પ્રતિનિધિઓ હંગેરીના પ્રતિનિધિઓ નહિ લેખાય. હંગેરીના કાયદાસર થયેલ રાજા સિવાય અને રાજ્યબંધારણ અનુસાર મળેલા પ્રતિનિધિઓ સિવાય બીજા કોઇને હંગેરીનો વહીવટ ચલાવવાનો હક નથી. એટલે અમે જાહેર કરીએ છીએ કે હંગેરી અને તેની સાથે સંયુક્ત કરવામાં આવેલ બીજા પ્રદેશોને લગતાં શાહી પારલામેંટનાં ફરમાનો અને ધારાઓ અમે રાજ્યબંધારણની વિરૂદ્ધ અને અબંધન-કારક લેખશું. અમે આ પણ જણાવીએ છીએ કે હંગેરીના સંબંધમાં શાહી પારલામેંટે માથે લીધેલી જવાબદારી કે પ્રજા ઉપર કર ઇત્યાદિનો નાખેલ ભાર, અથવા તેની સત્તાની રૂએ કરવામાં આવેલ કરજ, અથવા તેને મંજુર કરેલ શાહી મિલકતનું વેચાણ અમે રાજ્યબંધારણની વિરૂદ્ધ લેખીએ છીએ અને અમને તે બંધનકારક નથી; અને આ બધાં કાર્યને અમે ગેરકાયદેસર અને દેશની સંમતિ વિના કરવામાં આવેલ ગણશું. અમે જાહેર કરીએ છીએ કે રાજ્યને ખરચ કરવાની પરવાનગી આપવાનો હક, કર નાખવા રદ કરવાનો હક અને લશ્કર ઉભું કરવાનો હક હંગેરીની પ્રજાનો છે અને તે હકનો ઉપયોગ હંગેરીની પારલામેંટ કરશે, અને અમે આ હક જતો નહિ કરીએ. આ હક શાહી પારલામેંટને આપવામાં આવે એ અમે કદી કબુલ નહિ કરીએ.......છેવટમાં અમે જણાવીએ છીએ કે હાલ દેશમાં ચાલતો અમલ અને ખાસ કરી રાજયબંધારણ વિરૂદ્ધ નીમવામાં આવેલ અધિકારીઓના

આપખુદી કાર્યો ગેરકાયદેસર છે અને દેશના ધારાધોરણ પ્રમાણે, ગેરકાયદેસર વર્તણુંક કરનાર રાજ્યતંત્રના સંચાલકો અને અમલદારો શિક્ષાપાત્ર ઠરે છે, તથા કાયદાનો ભંગ કરી સિધી અને આકસ્મિક રીતે નાખવામાં આવેલ અને લશ્કરી મદદથી ઉપરાવામાં આવેલ કર રાજ્યબંધારણની વિરૂદ્ધ છે.......આપ નામદારે શાહી ફરમાન કાઢીને બંને દેશ વચ્ચે સમજુતિ કરી લેવાનું કામ અશક્ય કરી મુક્યું છે, અને મસલત કરવાનો માર્ગ બંધ કરી નાખ્યો છે. શાહી ફરમાન હંગેરીનાં બંધારણની અનુસાર નથી; પરંતુ આ ફરમાન આપખુદી સત્તાએ કાઢેલા અને અમારા બંધારણની વિરૂદ્ધ એવા 'ડિપ્લોમા' અને 'પેટન્ટ' ને પ્રધાન ધારા લેખે છે. અમારા દેશ પ્રત્યે અમારે ફરજ બજાવવાની હોઇ, અમે પ્રજાના પ્રતિનિધિ હોઇ અને અમારી એવી માન્યતા હોવાથી અમે હંગેરીનું રાજ્ય-બંધારણ કાયમ રાખવાને બંધાયલા છીએ, અને તેના આધારેજ અમે મસલત કરી શકીએ એમ છે. આપનો અને અમારો માર્ગ જુદો પડે છે, બન્ને એક બીજાનો વિરોધી છે, એટલે ધારેલી એકતા થઈ શકતી નથી. અમને અમારી ફરજનો પવિત્ર ખ્યાલ અમે ગ્રહણ કરેલ માર્ગે જવા જણાવે છે. એટલે અમે અત્યંત ખેદથી જાહેર કરીએ છીએ કે શાહી ફરમાનને લઈ ડાયટ દ્વારા મસલત કરવાનો સંભવ ઉડી ગયો છે, એમ અમારે માનવું પડે છે."

અંતમાં નિવેદનપત્ર જણાવે છે: "સંભવ છે કે અમારા દેશને ફરી દુ:ખ વેઠવું પડે; પરંતુ નાગરિક તરીકેના અમારાં કર્તવ્યનો ત્યાગ કરી અમે દેશ ઉપર દુ:ખ પડતું રોકી શકીએ નહિ. દેશનું રાજ્યબંધારણ અમારી મિલકત નથી કે અમે અમારી મરજી મુજબ તેમાં ફેરફાર કર્યા કરીએ. અમારા ઉપર ભરોસો રાખી પ્રજાએ અમને બંધારણનાં રક્ષણનું કામ સોંપ્યું છે, અને તેને માટે અમે અમારા દેશને અને અંતરાત્માને જવાબદાર છીએ. સહન કરવાની જરૂર જણાશે, તો પ્રજા સહન કરશે અને તેમ કરી

પૂર્વજો પાસેથી વારસામાં મેળવેલ રાજ્યબંધારણની સ્વતંત્રતાનું રક્ષણ કરશે અને ભાવી પ્રજાને તે સુપરત કરશે. પ્રજાના પૂર્વજોએ સહન કર્યું અને દુઃખ વેઠ્યું, તેમ પ્રજા પણ હિંમત તજ્યા વિના સહન કરશે અને સહન કરી દેશના હક્કોનું રક્ષણ કરશે. **સત્તા અને બળ જે વસ્તુ હરી લે છે તે સમય અને સુયોગ આવતાં પાછી મળે છે, પરંતુ દુઃખના ડરથી પ્રજા પોતાની મેળે જે વસ્તુ તજી દે છે તે ફરી મેળવવી કઠણ છે અને ફરી મળશે એની ખાતરી રહેતી નથી.** ઉજ્જ્વળ ભાવી ઉપર આશા રાખી, અને પોતાનો પક્ષ ન્યાયી છે એમ માની હંગેરી દુઃખ સહન કરશે."

૧૨ મી ઑગસ્ટે હંગેરિયન પારલામેંટનું નિડરતાથી ઘડાયલું નિવેદનપત્ર ફ્રાંસિસ જોસફને વાયના મોકલવામાં આવ્યું. નિવેદન-પત્રના ઉત્તરમાં ૨૧ મી તારીખે શહેનશાહે પારલામેંટ બરખાસ્ત કરી.* પ્રતિનિધિઓએ શહેનશાહનું આ પગલું કાયદાસર લેખવા ના પાડી, અને સરઘસનાં રૂપે તેઓ ગંભીરતાથી ડાયટના ખંડ

---

* ૧૮૬૧ ના ઑગસ્ટ માસમાં લંડન "ટાઇમ્સે" આ પ્રમાણે લખાણ કર્યું હતું: "ગયા સૈકાના અંતમાં જે કામ કરવા આયરીશ પારલામેંટને કહેવામાં આવ્યું હતું તેવું જ કામ કરવાનું હમણા હંગેરિયન ડાયટને કહેવામાં આવ્યું છે. આ બે દાખલામાં જણાતું સરખાપણું કાલ્પનિક રીતે વિશેષ જોશું તો અત્યારે પેસ્થમાં શું ચાલી રહ્યું છે તે આપણે બરોબર સમજી શકશું. સૌકોઈ જાણે છે તેમ ભારે તકરાર થયા પછી આયરીશ પારલામેંટે રાજ્ય સંયુક્ત કરવાની સૂચના કબુલ રાખી અને બંને રાજ્ય કાયદા પ્રમાણે અને શાંતિથી જોડી દેવામાં આવ્યા. પરંતુ ઉદાહરણ માટે આપણે એમ માનીએ કે રાજ્ય સંયુક્ત કરવા આયરીશ પારલામેંટ ના પાડી અને સલતનતની પારલામેંટમાં ભળી ન જતાં પોતાના સર્વે હક્ક કાયમ રાખવા નિશ્ચય કર્યો. આવા સંજોગમાં આપણે એવી કલ્પના કરી શકીએ કે જ્યોર્જ ત્રીજો આ હઠીલી પારલામેંટ બરખાસ્ત કરતે અને લશ્કરી ધમકી આપતે, અને જાહેર કરતે કે આયરલેંડના કંઈ વાજબી હક્ક નથી કારણ કે તેણે થોડા વખત ઉપર બંડ કરી બધા હક્ક ગુમાવી દીધા

આગળ ગયા, પરંતુ ખંડનો કબજો ઓસ્ટ્રિયન સોલજરોએ લીધો હતો, અને તેઓએ પ્રતિનિધિઓને ખંડમાં જવા ન દીધા. ડીક સીગાર પીતો પીતો પાછો ફર્યો, હોટેલે ગયો, અને ત્યાં દડાની (નાઇન પિન્સ) રમત રમાતી હતી તે રમવા લાગ્યો. ઘરધણીએ તેને પુછયું: 'શું ખબર છે?' ડીકે રમતાં રમતાં જવાબ આપ્યો: 'ઓસ્ટ્રિયાએ લડાઈ જાહેર કરી છે.'

હંગેરિયન પારલામેંટ ગેરકાયદેસર બરખાસ્ત કરવા સામે પેસ્થની કાઉંટી કાઉંસિલે પોતાનો અણગમો પ્રગટ કર્યો. એટલે શહેનશાહે પેસ્થની કાઉંટી કાઉંસિલ બંધ કરવાનો હુકમ કર્યો. કાઉંસિલે શહેનશાહના હુકમની પરવા કરી નહિ. અને ઓસ્ટ્રિયન સોલજરોએ કાઉંસિલના ખંડમાં પેસી બળજોરીથી સભાસદોને બ્હાર કાઢી ન મુક્યા ત્યાં સુધી તેઓએ બેઠકો ભરવી ચાલુ રાખી. સોલજરોએ તેઓને બ્હાર કાઢી મુકયા એટલે તેઓ બધાએ એક સાથે ઘોષ કર્યો: 'ઇશ્વર, હંગેરીનું રક્ષણ કરો.' બ્હાર ભેગા થયલા લોકોએ તેજ ઘોષ ફરી કર્યો અને સભાસદોને ખંભે ઉપાડી હંગેરીનું રાષ્ટ્રગીત ગાતાં ગાતાં રસ્તાઓમાં ફેરવ્યા.

દેશની દરેક કાઉંટી કાઉંસિલે પેસ્થની કાઉંટી કાઉંસિલે લીધેલો માર્ગ લીધો અને દરેકના તેના જેવા જ હાલ થયા. કાઉંટી કાઉંસિલના અમલદારોએ દેશાભિમાનપૂર્વક ઓસ્ટ્રિયનોની નોકરી કરવાની ના પાડી, અને થોડોક વખત તો દેશમાં અરાજકતા જેવું થઈ પડયું. ફ્રાંસિસ જોસફે પાલફાઈ નામના સ્વકર્તવ્યત્યાગી

---

છે, અને રાજા આયરલેંડ માટે એક જ માર્ગ રાખતે કે આયરીશોને પોતાની ફરજનું ભાન આવે ત્યારે તેઓ ભલે ઇંગ્લીશ પારલામેંટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે; અને તેઓ તેમ કરે તે દરમ્યાન આયરલેંડમાં લશ્કર મોકલતે અને લશ્કરને ખવડાવાનો ભાર આયરીશ લોક ઉપર નાખતે. ઇંગ્લીશ રાજા આવી નીતિ અખત્યાર કરે એમ આપણે કલ્પી શકીએ તો આ વખતે ઓસ્ટ્રિયન સરકારે જે રસ્તો લીધો છે તેનો બરોબર ખ્યાલ આપણને આવી શકશે.

હંગેરિયનને લશ્કરી સત્તા આપી ગવર્નર નીમ્યો અને સખ્તાઈનું રાજ્ય સ્થાપ્યું. વર્તમાનપત્રો ઉપર 'સેનસોર' નીમવામાં આવ્યા, બધી કારભાર ચલાવતી સ્થાનિક સંસ્થાઓને બદલે ઓસ્ટ્રિયન અમલદારો નીમવામાં આવ્યા, અને ગુન્હા તપાસવાનાં ધોરણમાં ફેરફાર કરવામાં આવ્યો.

ફ્રાંસિસ જોસફે જણાવ્યું: "હંગેરીની સ્થાનિક સંસ્થાઓની બેવફાદારી મારા પિતૃભાવથી ભરેલાં અંતરાત્માને વ્યથા કરે છે." પાલફાઇએ કહ્યું: "આપના માયાળુ મિત્ર તરીકે અને એક સારા કાર્યવાહક તરીકે હું આપની પાસે હાજર છું."

આ ઉપરથી પેસ્થનાં એક વર્તમાનપત્રે લખ્યું: 'જોયો ન હોય તો જુઓ આ માયાળુ મિત્રને અને સારા કાર્યવાહકને, પાલફાઇને, સ્વકર્તવ્યત્યાગીને. દ્રોહી, અમે તને સલામ કરીએ છીએ.' પાલફાઇએ આ છાપું બંધ કર્યું અને જાહેર કર્યું: 'જેટલે અંશે હંગેરીની પ્રજા શહેનશાહને વફાદાર રહી છે અને રહેશે તેટલે જ અંશે સદા હંગેરી સુખી રહ્યું છે અને રહેશે. જેઓ બેવફાદારીનો ફેલાવો કરે છે તેઓ રાજદ્રોહી છે, સ્વચ્છંદી છે અને ચળેલ ચિત્તના છે. વફાદાર થશો તો સુખી થશો.'

આ ઉપરથી એક હંગેરિયન મશ્કરાએ એક તોછડી કવિતા રચી કાઢી અને કવિતાને "ઓસ્ટ્રિયન ચોરો'નું નામ આપ્યું. આ કવિતા હંગેરીમાં બહુ ફેલાઈ અને જે રાગમાં તે કવિતા ગાવામાં આવતી તે રાગ લશ્કરી વાજામાં ગવાતો એક દિવસ પાલફાઇએ સાંભળ્યો; એટલે લશ્કરી વાજાના બધા નાયકોને તેણે પોતા પાસે બોલાવી મગાવ્યા, અને તેઓને કહ્યું:

"હવે પછી ધ્યાન રાખજો કે તમારા વાજા બંડખોરોના રાગ ન વગાડે અને ખાસ કરી આ ધ્યાન રાખજો કે 'ઓસ્ટ્રિયન ચોરો'નાં નામનું નવું રાજ્યદ્રોહી ગીત ન વાગે.

એક વાજાના નાયકે ગંભીરતાથી કહ્યું: "નામદાર, તે કંઇ નવું ગીત નથી; અને એ રાગ બહુ જુનો છે."

અત્યાચાર કરવા ન ઉતરી પડાય કે લડતનું ન્યાય્ય સ્વરૂપ વિસારે ન પડી જાય એ વિષે ડીક લોકોને ચેતવ્યા કરતો. તે કહેતો: "આપણે નિ:શસ્ત્ર હોવાથી આપણે માટે સરસ માર્ગ આ જ છે, અને એ માર્ગે રહેવાથી આપણે શસ્ત્રબળ સામે ટકી શકશું. દુ:ખ સહન કરવાની જરૂર જણાય તો ગૌરવથી સહન કરો."

ચૂંગી ફુંકતો ફુંકતો ડીક પેસ્થમાં ફર્યા કરતો, 'ક્વીન ઑફ ઇંગ્લાંડ હોટેલ' માં દરરોજ રાતના મિત્રોને ભેગા કરતો, અને દેશની વસ્તુસ્થિતિ ચર્ચતો. તેણે દેશને 'સાદર નિરાદર' કરવાનો માર્ગ બતાવ્યો અને દેશ તે માર્ગે જવા કબુલ થયો.

ઓસ્ટ્રિયન કર ઉઘરાવનાર લોકો પાસે કર લેવા જતો ત્યારે લોકો તેને મારતા નહિ કે તેને હડહડ કરતા નહિ. તેઓ કર ભરવાની ના પાડતા અને તેને મક્કમતાથી કહેતા કે તેની સત્તા સાવ ગેરકાયદેસર છે. આમ થતું એટલે વસુલદાર પોલિસને બોલાવતો અને પોલિસ કર ભરવાની ના પાડનારની વસ્તુઓ કબજે કરતી. પણ હંગેરિયન લીલામ કરનાર તે વસ્તુઓનું લીલામ કરવા ના કહેતો; એટલે ઓસ્ટ્રિયન લીલામ કરનારને બોલાવી લાવવો પડતો. તે આવીને જોતો તો જણાતું કે વસ્તુઓની માગણી કરનારાઓને પણ ઓસ્ટ્રિયાથી લાવવા જોઇશે. ઓસ્ટ્રિયન સરકારને વખતસર જણાઈ આવ્યું કે કરની ઉઘરાણી આવી જાય અને તેનાથી જેટલું નાણું મલે તેના કરતાં કર ઉઘરાવવાનો પ્રયત્ન કરવાના ખર્ચમાં, નિષ્ફળતા મળવાથી, વધારે નાણું ખોવું પડે છે.

હંગેરિયનોનો જુસ્સો દાબી દેવાના ઇરાદાથી ઓસ્ટ્રિયનોએ સોલજરોને નીભાવવાનો ભાર હંગેરિયનોનાં ઘર ઉપર નાખ્યો. હંગેરિયનો આની સામે થયા નહિ. આપણને જે ધિક્કારતો હોય તેની ઘેરે રહેવામાં જે દુ:ખ છે તેનો અનુભવ ઓસ્ટ્રિયન સોલજરોને થોડા વખતમાં જ થઈ ગયો અને તેઓ પોતે હંગેરિયનોને માં

રહેવા ના કહેવા લાગ્યા. આ રીતે હંગેરિયનોને ઓસ્ટ્રિયન લશ્કરના સંગમાં પરાણે આવવું પડ્યું અને એ ઉપરથી તેઓને ખાત્રીપૂર્વક એમ જણાયું કે ઓસ્ટ્રિયન લશ્કર એવું છે કે તેમાં તેઓના છોકરા જોડાય તો તેઓનું આત્મકલ્યાણ બગડે એમ છે. એટલે તેઓએ એવો ઠરાવ કર્યો કે ઓસ્ટ્રિયન લશ્કરમાં જોડાવું એ હંગેરીનો દ્રોહ કરવા બરોબર છે અને આ ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યો.

યુરોપની નજર આ લડત ઉપર ચોંટી; વાયનામાં હંગેરિયન પ્રતિનિધિઓ વિના શાહી પારલામેંટની બેઠક થઈ અને કાર્ય કરવા લાગી ત્યારે પ્રશીયા અને ફ્રાંસનાં વર્તમાનપત્રોએ શાહી પારલામેંટની એવી હાંસી કરી કે તેને લઈ આખા યુરોપમાં આના ઉપર હસાહસ થવા લાગી. ૧૮૬૧ માં હંગેરિયન પારલામેંટ ગેરકાયદેસર બરખાસ્ત કરવામાં આવી; પરંતુ નવ મહીનામાં જ ઓસ્ટ્રિયા ઉપર પ્રહાર કર્યા વિના હંગેરીએ ઓસ્ટ્રિયાને શરમ આવે એવી સ્થિતિમાં આણી મુકયું, અને યુરોપની નજરે ઓસ્ટ્રિયા હાંસી પાત્ર બન્યું.

ચેમરલિંગે કહ્યું: 'ઓસ્ટ્રિયા થોભશે તો જીતશે.'

ડીકે જવાબ વાળ્યો: 'અમે જેટલો વખત થોભી શકશું તેનો અર્ધો વખત પણ ઓસ્ટ્રિયા થોભી શકે એમ નથી.'

જે માર્ગ ઇગ્લાંડે આયરલેંડમાં ઓસ્ટ્રિયામાં બનેલા કિસ્સા પછી થોડા વર્ષ રહી લીધો હતો તે માર્ગ ઓસ્ટ્રિયાએ હંગેરિયનોના "સાદર નિરાદાર" ના સંબંધમાં લીધો: ઓસ્ટ્રિયાએ "સાદર નિરાદાર" ગેરકાયદેસર ઠરાવ્યો. હંગેરિયનો આ ઠરાવનો તિરસ્કાર કરવા લાગ્યા, અને પોતે અખત્યાર કરેલી નીતિ ચાલુ રાખી. તેથી, જેઓને ઓસ્ટ્રિયન સરકાર "બદમાશો" અને "ઉત્પાતિયાઓ" અને "હલકટો" કહેતી તેઓથી જેલ ભરાઈ જવા લાગી;—જેવા "હલકટો" બળીઓ દેશ નબળા દેશને લુંટી ખાવાને ઇચ્છે છે ત્યારે દેશની શાંતિનો ભંગ કરનારા બને છે. આવી

રીતે જેલ ભરવાનું કામ થોડા મહીના ચાલુ રાખ્યા પછી ઓસ્ટ્રિયા મુંઝાયું, અને ઓલામાંથી ચુલામાં પડવા જેવું તેને લાગ્યું.

ફ્રાંસિસ જોસફે વિચાર્યું: 'હંગેરિયન પ્રજા આવેશવાળી અને ઉદાર દિલની છે. મિત્ર રાજા જે નીતિ લે તે નીતિ હું અજમાવીશ'; અને થોડા મહીના ઉપર જેઓને તેણે કારાગૃહમાં પુર્યાં હતા તેઓને છોડી મુકયા; પરંતુ હંગેરિયને આ પેચમાં પકડાયા નહિ. આ ભલા શહેનશાહે પેસ્થમાં હંગેરીના રાષ્ટ્રીય સંગ્રહાલયને અને નાટ્યશાળાને ઉદારતાથી સહાય કરવાની મહેરબાની કરી —જો કે સહાય તો હંગેરીના પૈસાથી જ કરવામાં આવી હતી—; પરંતુ આ શાહી ઉદારતાથી ફોસલાઈ ન જતાં હંગેરિયનોએ "ઓસ્ટ્રિયન ચોરો" નાં કાવ્યમાં એક કડી વધારી.

હંગેરિયન પારલામેંટ બંધ થઈ, પરંતુ પારલામેંટના પ્રતિનિધિઓએ મળવું ચાલું રાખ્યું. તેઓ હંગેરીની પારલામેંટમાં ભેગાં ન થઈ શકતા; પણ ખેતી, ઉદ્યોગ હુન્નર, સાહિત્ય, પ્રાચિન વિદ્યા આદિને લગતી સંસ્થાઓમાં એકઠા થતા, અને ત્યાં તેઓ વાદવિવાદ કરતા, અને તેમ કરી તેઓ હંગેરીની પ્રજાને રાષ્ટ્ર હિતના ખરા માર્ગે રાખતા. ઓસ્ટ્રિયન બનાવટનો ત્યાગ કરી હંગેરિયન બનાવટની વસ્તુઓ વાપરવા હંગેરિયનોને ફરજ પાડવાનો કાયદો ન હતો; પરંતુ જુદી જુદી માનનીય સંસ્થાઓમાં થતી ચર્ચા દરમ્યાન આ રસ્તો લેવામાં આર્થિક દૃષ્ટિએ જણાતાં લાભ ઉપર ખાસ ભાર મુકવામાં આવતો. પરિણામે, લોકો જેમ કાયદાને બંધનકારક લેખતા તેમ આ ચર્ચાને અંતે કરવામાં આવતા ઠરાવને બંધનકારક ગણતા.

હંગેરિયન ગૃહસ્થો યુરોપમાં મુસાફરી કરવા લાગ્યા; હંગેરીનો આયાત વ્યાપાર ચલાવવા તેઓએ ત્યાં નવા મિત્રો કર્યા; અને યુરોપખંડનાં વર્તમાનપત્રોને હંગેરીની વસ્તુસ્થિતિ જણાવ્યા કરી. દેશમાં છાપખાનાઓ લોકોને કેળવવાનું કામ કરવા લાગ્યા. જે પુસ્તકો પ્રગટ થતા તે રાષ્ટ્રીય ભાવનાને પોષનારા હતા. આ સમયે હંગેરીના ઇતિહાસના આધારે રચાયલી નવલકથાઓ લોકપ્રિય થઈ

પડી હતી. ૧૮૬૩ ની સાલમાં દેશમાં દુકાળ પડયો, પરંતુ હંગેરીની પ્રજા તેમાંથી ઉગરી ગઈ. (૧૮૪૭ માં આયરલૅંડમાં આવો જ દુકાળ પડયો હતો, પરંતુ તેનાં પરિણામે આયરલૅંડ ભારે સંકટમાં આવી પડયું હતું.) દુકાળનાં વર્ષના અંતમાં હંગેરિયન પ્રજાએ બતાવેલ મર્દાનીથી ફ્રાંસિસ જોસફ મુંઝાવા લાગ્યો; અને સમજુતી કરી લેવા તેણે કહેણુ મોકલાવ્યું અને જાહેર કર્યું કે તેનો ઇરાદો પાર્થિવ વિષયમાં જ નહિ પરંતુ બીજી બાબતોમાં પણ હંગેરીને સંતોષવાનો છે. પરંતુ હંગેરિયનોને શહેનશાહનાં નિખાલસપણા ઉપર વ્હેમ ગયો, અને તેની માગણી ઉપર તેઓએ ધ્યાન ન આપ્યું. અને તેઓએ તેને રાજા તરીકે લેખવા, તેના કાયદાને કે તેના અમલદારોને માન આપવા, અને ફરજ પાડવામાં ન આવે ત્યાં સુધી કર આપવા ના પાડવી ચાલુ રાખી.

ઓસ્ટ્રિયાની કમનસીબ શાહી પારલામેંટ સ્થપાયા પછી બે વર્ષ રહી તેના ઉપર બીજો એક પ્રહાર થયો: બોહીમીયાના પ્રતિનિધિઓએ શાહી પારલામેંટમાં જવાની ના પાડી. આ પછી પ્રશીયા ઓસ્ટ્રિયા સામે લડાઈ જાહેર કરે એવો સંભવ જણાવવા લાગ્યો, અને એથી ઓસ્ટ્રિયાને હંગેરી સાથે ડહાપણથી કામ લેવાની ફરજ પડી.

હંગેરી ઓસ્ટ્રિયાની મૈત્રી શી શરતે કરશે એ ડીકને પુછવામાં આવ્યું. તેનો જવાબ તેણે ૧૮૬૫ની ઇસ્ટરની રજામાં 'પેસ્થનેપોલો'-માં આપ્યો કે હંગેરીને તેનું સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યબંધારણ પાછું મળવું જોઇએ. તેણે લખ્યું: 'હંગેરિયન પ્રજા પોતાનું બંધારણ કદી પણ જતું નહિ કરે. હંગેરીનું રાજ્યબંધારણ સ્વતંત્ર થશે પછીજ હંગેરી રાજગાદીને સ્થાયી કરવા સારૂ કાયદામાં જરૂરી ફેરફાર કરવાનું કામ હાથ ધરવા તૈયાર થશે.' આ પછી આખા દેશમાં નવી નીતિ અખત્યાર થવાની વાત સંભળાવા લાગી, અને મે માસના અંતમાં પેસ્થમાં સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું કે નામદાર શહેનશાહ પેસ્થમાં તેની વ્હાલી પ્રજાની મુલાકાત લેશે અને નવી પદ્ધતિનું મંડાણ કરશે.

૧૮૬૫ માં શહેનશાહે લીધેલી મુલાકાત ૧૮૫૭ ની સાલની શાહી મુલાકાતને ઘણી રીતે મળતી હતી. શહેનશાહે આડકતરી રીતે જણાવી દીધું કે જો હંગેરીની પ્રજા તેને પ્રશીયા સામેની લડાઈમાં મદદ કરે તો તે ભવિષ્યમાં હંગેરિયન ડાયટ બોલાવે.

શહેનશાહ પેસ્થ જઈ પહોંચ્યા તે દિવસે સવારે ઘરો ઉપર છુટા છવાયા વાવટાઓ ઉડતા હતા. આ જોઈ પાલફાઇએ પોતે વાવટા ટાંગવાનું લોકોને સમજાવવાનું શરૂ કર્યું અને તેમાં તેને સારી ફત્તેહ મળી. સવારનાં જે રૂપમાં શહેનશાહે શહેર જોયું હતું તેને બદલે ખેતીનાં પ્રદર્શનમાંથી પાછા ફરતાં બીજું રૂપ તેની નજરે પડ્યું; શહેરમાં જગે જગે વાવટાઓ ઉડતા તેણે જોયા, અને આ જોઈ તેની આંખ ઠરી. પરંતુ થોડીવાર રહી શહેનશાહને જણાયું કે નવા ટાંગવામાં આવેલ વાવટાઓ હંગેરીની સ્વતંત્ર-સત્તાના સૂચક ત્રણ રંગના—લાલ, લીલા, અને ધોળા રંગના-બનેલા છે. પાલફાઇને આથી ગુસ્સો ચઢયો, અને જેઓએ તેને આ રીતે બનાવ્યો તેઓમાંથી કેટલાકોને પાધરા કરવાનો તેણે વિચાર કર્યો, પરંતુ શહેનશાહે પાલફાઇને રોકયો: શહેનશાહને ડર લાગ્યો કે રખેને પાલફાઇ કંઈ પગલાં ભરે અને વસ્તુસ્થિતિ વધારે બગડે. પરંતુ શહેનશાહે પોતે તો આનું વેર લીધું; વાયના પાછા ફર્યા પછી તેણે પાલફાઇને પદભ્રષ્ટ કર્યો.

આ પછી શહેનશાહ પેસ્થમાં ઘોડાની શરત જોવા ગયા અને ત્યાંથી પાછા ફરતાં તેણે નિશ્ચય કરી લીધો કે આ વખતે પ્રશીયા સામે લડાઇમાં ઉતરવામાં જોખમ રહેલું છે; અને પ્રશીયા સાથે સલાહ સંપ કરી લેવા વાસ્તે ડેનમાર્ક સામેની લડાઈમાં તેણે મેળવેલ લોએનબર્ગની ડચીનો અર્ધા કરતાં વધારે ભાગ પ્રશીયાને આપી દીધો, અને તેના બદલામાં તેણે પ્રશીયા પાસેથી નામના પાંચ લાખ પાઉંડ લીધા, એટલે કે ડચીની વસતીમાંથી માથા દીઠ તેને પાંચ પાઉંડ અઢાર શીલીંગ મળી; પરંતુ શહેરોની કે જમીનની બદલીમાં તેને કંઈજ મળ્યું નહિ. આમ થયેથી શહેનશાહને કંઈક

નીરાંતવળી, પ્રશીયા પોતાને સંતોષ વળ્યો છે એમ બતાવવા લાગ્યું, અને લડાઇનો સંભવ જતો રહ્યો હોય એમ જણાવવા લાગ્યું; એટલે ઓસ્ટ્રિયાએ હંગેરિયનો ઉપર ત્રાસ વર્તાવવો શરૂ કર્યો.

ગેસ્ટેયનના કોલકરારથી ઓસ્ટ્રિયાએ લોયેનબર્ગ પ્રશીયાને સોંપ્યું; પરંતુ આ કરારનામા ઉપર સહી થતાંજ ઓસ્ટ્રિયનોને વ્હેમ આવવા લાગ્યો કે સલાહ સંપ કાયમ રાખવા પ્રશીયા આ ડચી ઉપરાંત વિશેષ મેળવવા ઇચ્છે છે. એટલે વળી હંગેરીને ત્રાસ આપવાનું બંધ કરવામાં આવ્યું અને હંગેરિયનો સાથે મીઠા શબ્દોથી કામ લેવાવા લાગ્યું; અને ડીક અને કોસથના દેશબાંધવોનાં દીલમાં શહેનશાહ ફ્રાંસિસ જોશફ માટે નૈસર્ગિક વફાદારી અને ચકિત કરી નાખે એટલા પ્રમાણમાં ગુણો ઓસ્ટ્રિયાનાં વર્તમાનપત્રના સંચાલકોને દેખાવા લાગ્યા.

પ્રશીયાની ધારણા વિષે ઓસ્ટ્રિયનોને જે શક ગયો હતો તે ટુંક સમયમાં સાચો પડયો. ઓસ્ટ્રિયાને હંગેરી સાથે સમજુતી કરી લેવાની જરૂર આ વખતે વધારે જણાઈ; કારણ કે પ્રશિયનો પણ બુડા-પેસ્થ સાથે મૈત્રીભાવથી સંબંધ કરવા લાગ્યા. નવી નીતિ અખત્યાર કરવાના આરંભમાં શહેનશાહે ચેમરલિંગને રજા આપી, અને તેની જગ્યાએ કાઉંટ પોનિલ્લિની નીમણુંક કરી. ૧૮૬૫ ના સપ્ટેમ્બરની ૨૦ મી તારીખે નવી નીતિની રૂપરેખા જણાવવા શાહી ઢંઢેરો પ્રગટ કરવામાં આવ્યો.

સાધારણ રીતે રાજદરબારના ખરીતામાં હોય છે તેનાં કરતાં વિશેષ નિખાલસપણું આ ૧૮૬૫ ના ઢંઢેરામાં હતું. આ ઢંઢેરા પ્રમાણે પ્રથમ તો શાહી પારલામેંટ નાબુદ કરવામાં આવી, અને તેમ કરવાનું કારણ ઢંઢેરામાં ખુલ્લું જણાવવામાં આવ્યું હતું કે હંગેરીએ પોતાના પ્રતિનિધિઓ વાયનામાં મોકલવાની ના પાડી એટલુંજ નહિ પરંતુ પ્રતિનિધિઓ હંગેરીમાંજ રહ્યા અને શાહી પારલામેંટે ઘડેલા ધારા ન ગણવાનું હંગેરીયનોને શીખાડવા લાગ્યા. આથી કરી શાહી પારલામેંટ ચાલી શકી નહિ. આ પછી, હંગેરી,

બોહિમિયા અને બીજા દેશોનો આંતરિક વ્યવસ્થા અને વહીવટ ચલાવવાનો અને પોતાનું નિરાળું રાષ્ટ્રત્વ કાયમ રાખવાનો હક કબુલ રાખવાનું ઢંઢેરામાં જણાવવામાં આવ્યું હતું; અને ઢંઢેરાના અંતભાગમાં હંગેરીની તેમ બીજા દેશોની પારલામેંટને તેની સત્તા ફરી આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું. તેનીજ સાથે શહેનશાહે જાહેર કર્યું હતું કે હંગેરીની પારલામેંટ ખુલી મુકવા તે પોતે ડિસેમ્બર માસમાં પેસ્થ જશે.

ડીકે કહ્યું: 'જે થયું છે તે ઠીક છે. પરંતુ નવી પારલામેંટ રમકડા જેવી ન હોવી જોઇએ.' હંગેરીની જુની પારલામેંટના પ્રતિનિધિઓ ડીકનાં પ્રમુખપણા હેઠળ ઢંઢેરાનો વિચાર કરવા પેસ્થમાં ભેગા થયા, અને તેઓએ એક મતે એવો ઠરાવ કર્યો કે હંગેરીને ૧૮૪૮ નું રાજ્યબંધારણ પાછું મળવું જોઇએ; હંગેરી માટે જુદું મંત્રીમંડળ સ્થપાવું જોઇએ, અને તે મંડળ હંગેરીના કાયદેસર ચયેલ રાજાને અને હંગેરીની પારલામેંટમાં બેસતાં હંગેરી પ્રજાના ચુંટાયલાં પ્રતિનિધિઓનેજ જવાબદાર રહેવું જોઇએ; અને તેઓએ એવો પણ ઠરાવ કર્યો કે આથી કંઇ ઓછું મળે તો તે સ્વીકારવું નહિ.

ડીક પેસ્થનો પ્રતિનિધિ ચુંટાયો, અને નવી પારલામેંટ માટે થયેલી ચુંટણીનાં પરિણામે ૩૩૩ પ્રતિનિધિઓમાંથી ૨૦૦ ડીકના અનુયાયીઓ ચુંટાયા; બાકીના 'કોનઝર્વેટિવ કે ઓસ્ટ્રિયન પક્ષના હતા. પરંતુ પારલામેંટની પ્રતિષ્ઠા વિષે તેઓએ ડીકની નીતિ કબુલ રાખી હતી; અને બીજાઓ ડીકની માગણીને ટેકો આપતા છતાં હંગેરીને ઓસ્ટ્રિયાથી સાવ છુટું કરવાનો અને હંગેરીમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો ઇરાદો ધરાવતા હતા.

૬ ઠી ડિસેમ્બરે હંગેરીની પારલામેંટની ચુંટણી થઇ, અને પારલામેંટ ખુલી મુકવા ૧૨ મી ડિસેમ્બરે શહેનશાહ ફ્રાંસિસ જોસફ પેસ્થ જવા નીકળ્યા. આખું યુરોપ પરિણામ શું આવે છે એ જાણવા આતુર બન્યું.

૧૮૬૫ ના ડિસેમ્બરની ૧૪ મી તારીખે શહેનશાહ ફ્રાંસિસ જોસફે દરબારી ઠેરા સાથે હંગેરીની પારલામેંટ ખુલી મુકી. શહેનશાહે હંગેરિયન પહેરવાશ પહેર્યો હતો. તેણે પોતાનું ભાષણ હંગેરિયન ભાષામાં કર્યું. પારલામેંટના હંગેરિયન સભાસદો પણ રાષ્ટ્રીય પહેરવાશ પહેરી આવ્યા હતા. તેઓએ વિનયથી શહેનશાહનું ભાષણ સાંભળ્યું. ભાષણમાં એક ઠેકાણે શહેનશાહે જણાવ્યું કે હું પ્રજાસુખની ચર્ચા રાજાને છાજે તેવા નિખાલસપણાથી કરવા આવ્યો છું. કેટલાકોએ આ વચન વધાવી લીધું; પરંતુ ડીક ચૂપ જ રહ્યો. ડીકે પ્રજાજનને એવું વચન આપ્યું હતું કે કોઈ જાતની આપલે કરવામાં નહિ આવે, અને ડીક આ ઓસ્ટ્રિયનને (શહેનશાહને) પીછાનતો હતો.

શહેનશાહનાં ભાષણમાંથી એવો ભાસ આવતો હતો કે શહેનશાહ હંગેરીને જોઇતું બધું આપી દે છે; પરંતુ ખરેખર તો થોડુંકજ આપવામાં આવ્યું હતું. આ ભાષણની અસર એટલી બધી થઈ કે એક હંગેરિયન પ્રતિનિધિએ એમ જણાવ્યું કે જે શબ્દો ખુદ શહેનશાહે આજે ઉચ્ચાર્યા છે તે શબ્દો પાંચ વર્ષ ઉપર ઉચ્ચારવા માટે તેઓને શહેનશાહે જેલમાં ગોંધી મુક્યા હતે.

ભાષણમાંથી ટાપટીપ કાઢી નાખીએ તો જણાશે કે ઓસ્ટ્રિયા હંગેરીમાં ઉતરતા દરજ્જાની પારલામેંટ સ્થાપવા અને તે પારલામેંટને આંતરિક વહીવટમાં મર્યાદિત સત્તા આપવા, બંને દેશને સમાન એવી બાબતમાં હંગેરી સાથે મસલત કરવા,—પણ તે શાહી પારલામેંટમાં—તૈયાર છે; પરંતુ હંગેરીને તેનું રાજ્યબંધારણ પાછું આપવામાં નહિ આવે; ૧૮૪૮ ની સાલના કાયદાઓ મંજુર રાખવામાં નહિ આવે; અને દેશમાં મ્યુનિસિપલ સંસ્થાઓ ફરી સ્થાપવામાં નહિ આવે.

ભાષણનો પુખ્ત વિચાર કરી લીધા પછી ડીકની દરખાસ્ત પ્રમાણે પારલામેંટે શાહી ભાષણના જવાબમાં શહેનશાહને નિવેદનપત્ર આપવાનું ઠરાવ્યું. પ્રસંગોચિત વસ્તુનો સ્વીકાર કરવા જતાં

સિદ્ધાંતનો ત્યાગ કદી થવો ન જોઇએ એ વિષે ડીક પ્રતિનિધિઓનું ધ્યાન ખેંચ્યું. વિનયથી પરંતુ દઢતાથી નિવેદનપત્રમાં શહેનશાહને જણાવવામાં આવ્યું હતું કે હંગેરી કોઇપણ જાતનો તોડ કાઢવા તૈયાર નથી; તેમ તેના હક છોડી દેવા હંગેરી ડરથી કે ફોસલામણુથી તૈયાર નહિ થાય. ૨૪ મી ફેબ્રુઆરીએ ફ્રાંસિસ જોસફને નિવેદનપત્રમાં હંગેરીની પારલામેંટે આ પણ જણાવ્યું હતું:

પ્રસંગોચિતતાની નીતિના હિમાયતીઓ હંગેરીને પોતાની નીતિ સ્વીકારવા કહે છે; પરંતુ હંગેરી તેઓની નીતિ ગ્રહણ કરવા તૈયાર નથી. આથી તેઓને તાજુબી થવી ન જોઇએ; હંગેરી ઘણીવાર ઠગાયું છે અને હવે સાવધાન બન્યું છે. સિદ્ધાંતને દઢતાથી વળગી રહી આપણા પૂર્વજોએ દેશનું સંરક્ષણ કર્યું છે. ઇસો મુશ્કેલીમાં આવ્યો ત્યારે તેણે તુચ્છ વસ્તુ માટે પોતાનો જન્મસિદ્ધ હક વેચ્યો; તે સિરા સારૂ શ્રાવક બન્યો. તેને જોઇતી વસ્તુ મળી, પરંતુ તેને અંગે કલહ ઉત્પન્ન થયો. પ્રસંગોચિતતાની નીતિના ઉપાસકો દેશના તેવા હાલ કરશે; અને આપ નામદાર પણ નામનો મૈત્રીભાવ બતાવીને, નામના હકો આપવાનું બતાવીને અમારી એવીજ દશા કરશો.

આ નિવેદનપત્ર શહેનશાહને બુડામાં આપવામાં આવ્યું. તેણે પોતાનાં ભાષણમાં જે હકો આપવાનું જણાવ્યું હતું તેમાં ફેરફાર કરવાની ના પાડી.

એટલે, પારલામેંટે એકમતે શહેનશાહને બીજું નિવેદનપત્ર શાહી ફરમાન મળ્યા પછી ૨૪ કલાકમાં મોકલાવ્યું. તેમાં જણાવવામાં આવ્યું હતું કે હંગેરીને તેનું રાજ્યબંધારણ સંપૂર્ણ દશામાં પાછું મળવું જોઇએ, હંગેરી સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ગણાવું જોઇએ, મ્યુનિસિપલ સંસ્થાઓ ફરી સ્થપાવી જોઇએ, હંગેરીની સીમા અને સ્વતંત્રતા અચળ રહેવા જોઇએ, ૧૮૪૮ ના કાયદાઓ કબુલ રખાવા જોઇએ, અને ૧૮૪૮ની સાલથી ઓસ્ટ્રિયાએ ચલાવેલ ગેરકાયદેસર અમલનાં પરિણામે જેઓને કેદ કરવામાં આવ્યા છે અને

જેઓને નુકસાની પહોંચાડવામાં આવી છે તેઓ બધાને માફી મળવી જોઇએ અને બદલો મળવો જોઇએ. અને જ્યાં સુધી હંગેરીને આ વસ્તુઓ નહિ મળે ત્યાં સુધી હંગેરી શહેનશાહ ફ્રાંસિસ જોસફને હંગેરીનો રાજા નહિ લેખે અને ઓસ્ટ્રિયાને શત્રુ લેખશે.

પરંતુ શહેનશાહ વજ્ર જેવો કઠણ રહ્યો અને વાયના જતો રહ્યો. જાણે કે કંઇજ બન્યું ન હોય તેમ હંગેરીની પારલામેંટની બેઠકો થતી રહી, અને ૧૮૪૮ ના કાયદાઓ અને રાજ્યબંધારણ રદ કરવામાંજ ન આવ્યા હોય એમ ધારી પારલામેંટ ડીકના અગ્રેસરપણા હેઠળ કામ કરવા લાગી. ઓસ્ટ્રિયા દુર્બળ બન્યું; પ્રશીયા અને ઇટાલીએ સંપ કર્યો. ઓસ્ટ્રિયાને જણાયું કે યુદ્ધ ન થાય એવું બને એ હવે અસંભવિત છે; એટલે તેણે જર્મન સલ્તનતમાં સર્વોપરી પદ મેળવવા માટે જબરી લશ્કરી તૈયારીઓ કરવા માંડી. આવી ભારે મુશ્કેલીમાં ફ્રાંસિસ જોસફે પોતાના તરંગો કોરે મુકયા, અને ડીક સાથે મસલત કરવાની ફરી માગણી કરી. ડીકનો જવાબ ટુંકો અને ચોખ્ખો હતો કે હંગેરી બીજા કોઇ પણ પ્રશ્નનો વિચાર કરે તે પહેલાં તેના વતી હંગેરિયન પારલામેંટે કરેલી બધી માગણીઓ કબુલ થવી જોઇએ. ડીકે જણાવ્યું: "કોઇપણ સંજોગમાં હંગેરી શાહી પારલામેંટમાં પ્રતિનિધિઓ નહિ મોકલે અથવા શાહી પારલામેંટના જેવી બીજી કોઇ સંસ્થા હંગેરી કબુલ નહિ રાખે." હંગેરીને હેરાન કરવા કે બનાવવા જેવી ઓસ્ટ્રિયાની અત્યારે સ્થિતિ ન હતી. જાણે કે ઓસ્ટ્રિયાનું અસ્તિત્વજ નથી એમ ગણી હંગેરિયન પારલામેંટ પોતાનું કામ કરે ગઇ; અને બિસમાર્કને ખાતરી થઇ કે હંગેરી ઓસ્ટ્રિયાને સહાય નહિ કરે એટલે તેણે ૧૮૬૬ ના જુનની ૧૮ મી તારીખે ઓસ્ટ્રિયા સામે લડાઇ જાહેર કરાવી.

પ્રશિયનો વિજયી નીવડયા, અને પ્રેગમાં દાખલ થયા.

ફ્રાંસિસ્ જોસફે પેસ્થથી ડીકને બોલાવી મંગાવ્યો. ડીક મધરાતે વાયના જઇ પહોંચ્યો અને શહેનશાહને મહેલમાં મળ્યો. શહેનશાહનું મ્હોં ક્ષીણ થઇ ગયેલું અને ઉતરી ગયેલું દેખાતું હતું. શહેનશાહે પોતાના વિરોધીને પુછ્યું: 'ડીક, હવે મારે શું કરવું?' ડીકનો ટુંકો સખ્ત જવાબ ઓસ્ટ્રિયાના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે:

'સલાહ કરો, અને હંગેરીને તેના હક પાછા આપો.'

શહેનશાહે પુછ્યું: 'હંગેરીનું રાજ્યબંધારણ પાછું સ્થાપું તો હંગેરી મને લડાઇમાં મદદ કરશે?'

મેગ્યર પ્રજાના આ મહાવીરનો જવાબ તેની નિડરતા અને દૃઢતા સૂચવે છે: તેણે એકજ શબ્દ ઉચ્ચાર્યો કે "નહિ." સાટું કરી પોતાના દેશના હક પાછા મેળવવા તે તૈયાર નહતો. શહેનશાહ ખિન્નવદને ચૂપ બેસી રહયો, અને ડીક મહેલમાંથી ચાલ્યો ગયો.

પ્રશીયા સામેની લડાઇમાં ઓસ્ટ્રિયાને મદદ કરવા ફ્રાંસિસ જોસફે હંગેરિયન પ્રજાને છેલ્લીવાર આર્તસ્વરે અરજ કરી. પરંતુ તે વૃથા ગઈ. હીણું લાગે એવી જબરી હાર ઓસ્ટ્રિયાની થઇ.

સલ્તનતનો બચાવ કરવા શું કરવું જોઇએ એ વિષે શહેનશાહે મંત્રીઓની સલાહ માંગી. પોનિલ્લી અને તેના સાથીઓએ જહાંગીરી ચલાવવાની સલાહ આપી. પરંતુ સલાહકારો કરતાં શહેનશાહ વધારે શાણો હતો. તેણે પોનિલ્લીને કાઢી મુક્યો, અને તેની જગ્યાએ પદલોબી બોસ્ટની નીમણુંક કરી. હંગેરી સાથે સલાહ કરી લેવા બોસ્ટને જરૂરની જણાઇ.

૧૮૬૬ ના નવેમ્બરની ૧૯ મી તારીખે હંગેરિયન પારલામેંટની બેઠક થઇ; શહેનશાહે પારલામેંટને ફરમાન મોકલાવ્યું. તેમાં તેણે જણાવ્યું હતું કે પારલામેંટની માગણી અને હકો ઉપર યોગ્ય ધ્યાન આપવા તેણે નિશ્ચય કર્યો છે. સાથે સાથે તેણે એમ પણ

સૂચવ્યું હતું કે સલ્તનતના દરેક ભાગમાં જવાબદાર મંત્રી મંડળ અને જવાબદાર સરકાર સ્થાપવા તેનો વિચાર છે.

પરંતુ આ શાહી ફરમાન ઉપર ડીકની નજર વ્હેમાઇ, અને તેના વ્હેમને લઇ પેસ્થમાં ખળભળાટ જન્મ્યો. ખળભળાટ ચાલુ હતો તે દરમ્યાન બોસ્ટ પેસ્થ દોડી ગયો અને પ્રજાના નેતાને ઘેર પહોંચ્યો. આ બે જણા પહેલીજવાર મળ્યા; અને બોસ્ટનો ખ્યાલ રમત રમવાનો હશે તો પણ ડીક સાથે વાતચીત થયા પછી તેણે તે ખ્યાલ છોડી દીધો. તેને ડીક વજ્ર જેવા કઠણ મનનો અને અભેદ્ય જણાયો. બોસ્ટે ડીકને ખાતરી આપી કે હંગેરીનું બંધારણ ફરી ન સ્થપાય ત્યાં સુધી તે નીરાંતે નહિ બેસે; ડીકને બોસ્ટના આમ કહેવાના હેતુ સર્વોત્તમ ન જણાયા, પરંતુ તે સાચા દીલથી વાત કરે છે એમ એને થયું. આ બે જણાએ બોલ્યા વિના કે લખ્યા વિના કરાર કર્યો. આ વખતે બોલક્રેડી વડો પ્રધાન હતો, અને બોસ્ટ હંગેરીનું રાજ્યબંધારણ ફરી ચાલુ કરે તે પહેલાં તેને બોલક્રેડી સાથે લડવું પડ્યું, તેનો પરાજય કરવો પડ્યો. હંગેરીમાં જન્મેલ ખળભળાટનો લાભ બોલક્રેડી ન લઈ જાય એની સંભાળ ડીકે રાખી; પરંતુ તેમ કરતાં છતાં ડીકે પ્રજાનાં વલણને આડું વળવા ન દીધું. ડીક કુશળ રાજનીતિજ્ઞ હતો; તે જાણતો હતો કે બોસ્ટની હાર થાય એ સંભવિત છે; એટલે તે બોસ્ટ સાથે એકદમ સામેલ થઈ ન ગયો. પેસ્થમાં બોસ્ટની મુલાકાત લીધા પછી તેની સાથે સીધો વ્યવહાર ન રાખવો પડે એમ તે વર્તતો, પરંતુ બીજાઓની મારફત આ બંને જણા એક બીજા સાથે સંબંધ રાખતા.

ફ્રાંસિસ જોસફને ૧૮૬૬ ના ડિસેમ્બરની ૧૫ મી તારીખે એનાયત કરવા એક નિવેદનપત્ર ડીકે ઘડ્યું. ડીકે હંગેરી વતી સિધેસિધું આ પ્રમાણે કહી દીધું:

"જ્યાં સુધી હંગેરીની પારલામેંટે કરેલી માગણીઓ કબુલ રાખવામાં નહિ આવે અને હંગેરિયન પારલામેંટને જવાબદાર

મંત્રીમંડળ સ્થાપવામાં નહિ આવે ત્યાં સુધી હંગેરીની પારલામેંટ આપ નામદારની સૂચનાઓ ઉપર ધ્યાન નહિ આપે. **જે પ્રજા પાસેથી રાજ્યબંધારણને અનુસરતી સ્વતંત્રતા લઈ લેવામાં આવી છે તે પ્રજા અને આપખુદી સત્તા વચ્ચે તોડ ન નીકળે."** ડીકના આ મક્કમ જવાબનાં પરિણામે શહેનશાહે સખ્તાઈ અખત્યાર કરી. ૧૮૬૭ ની શરૂઆતમાં શહેનશાહે ફરમાન કાઢી હંગેરિયનોને લશ્કરી તાલીમ ફરજીયાત લેવા હુકમ કર્યો. આખા હંગેરીમાં ક્રોધ અને વિરોધ જન્મ્યો, અને ઘડીભર એમ જણાવવા લાગ્યું કે બંડ જાગશે. ડીકે ઘણી મહેનત કરી બાજી હાથમાં રાખી. તેણે જોયું કે અણીનો વખત આવી પહોંચ્યો છે, પરંતુ રમતની છેલ્લી ચાલો ચાલવાની હજી બાકી છે. તોફાન છતાં તેનું બોલવું સાંભળવામાં આવ્યું. ડીકની સૂચનાથી લશ્કરી નોકરી ફરજીયાત કરવાના શાહી ફરમાનના જવાબમાં પારલામેંટે શહેનશાહને કહેણ મોકલાવ્યું. આ કહેણ હંગેરીનાં છેલ્લાં કહેણને નામે જાણીતું થયું છે. આ કહેણ પણ ડીકે જ ઘડ્યું હતું. તેમાં પારલામેંટ વતી બોલતા તેણે જણાવ્યું હતું: "અમારાં રાજ્યબંધારણની અવગણના કરી આપની આપખુદી સત્તાની મંજુરીથી જે કંઈ ફરમાનો અને હુકમો નીકળ્યા હોય તે આપ નામદારે જેમ બને તેમ જલદી રદ કરવા જોઇએ અને આપ નામદારે અમને અમારૂં રાજ્યબંધારણ એમને એમ પાછું આપવું જોઇએ." આયરલેંડમાં ૧૭૮૨ ની સાલમાં વોલંટિયરોએ બ્રિટિશ પ્રતિનિધિને દૃઢતાથી ઘડેલ નિવેદનપત્રો આપ્યાં હતાં એ આ પ્રસંગ યાદ દેવડાવે છે.

આ આખરનું કહેણ લઈ જવા નીમવામાં આવેલ પ્રતિનિધિઓ વાયના ગયા અને શહેનશાહને નિવેદનપત્ર પહોંચાડ્યું. શહેનશાહના જવાબથી તેઓ ચકિત થયા અને ખુશી થયા. જવાબદાર હંગેરિયન મંત્રીમંડળ બનાવવામાં નડતી મુશ્કેલીઓ દૂર થાય કે તરત લશ્કરને લગતો કાયદો કાઢી નાખવા અને પોતાના વહાલા

હંગેરિયનોની બધી ઇચ્છાઓ કબુલ રાખવા મરજી બતાવી. હંગેરિયન પારલામેંટે જવાબદાર મંત્રીમંડળ સ્થાપવામાં નડતી મુશ્કેલીઓનો વિચાર કરવા ૬૭ જણાનું એક પંચ નીમ્યું હતું. આ પંચે આ બાબત શહેનશાહને જે કંઈ નિવેદન કરવા જેવું હતું તે કર્યું. જબરી માથાકૂટ કર્યા પછી શહેનશાહે ૧૮૬૭ ના ફેબ્રુઆરીની ૭ મી તારીખે કાઉંટ બેલક્રેડીને પ્રધાનપદ ઉપરથી ઉતારી મુક્યો અને તેની જગ્યાએ કાઉંટ બોસ્ટની નીમણુંક કરી. તેજ દિવસે તેણે ડીકને વાયના તેડાવ્યો અને શાહી મહેલમાં જે કંઈ માગવામાં આવ્યું હતું તે બધું આપવા શહેનશાહે પોતાના જૂના વિરોધીને વચન આપ્યું.

ચાર દહાડા રહી શહેનશાહે જુલિયસ એંડ્રાસિને વાયના બોલાવ્યો. આ એંડ્રાસિએ ૧૮૪૮ માં હંગેરીની સ્વતંત્રતા માટે લડત કરી હતી. તેને પકડી લાવનારને શહેનશાહે હજારો પાઉંડની બક્ષીસ આપવાની ઇચ્છા પ્રગટ કરી હતી. ૧૮૪૯ માં હાર થયા પછી એંડ્રાસિ ફ્રાંસ નાસી ગયો અને ત્યાં વર્ષો સુધી દેશવટો ભોગવતો રહ્યો અને રાજ્યદ્વારી કેદીઓને માફી બક્ષવામાં આવી ત્યારે તે હંગેરી પાછો ગયો. શહેનશાહનો તાર મળતાં તે વાયના ગયો. હંગેરિયન પારલામેંટને જવાબદાર એવું હંગેરી માટે રાષ્ટ્રીય મંત્રીમંડળ ઉભું કરવા અને તેમાં વડા પ્રધાનનું પદ લેવા શહેનશાહે એંડ્રાસીને જણાવ્યું.

૧૮૬૭ના ફેબ્રુઆરીની ૧૮ મી તારીખે 'અંતિમ કહેણુ' નો જવાબ સાંભળવા હંગેરિયન પારલામેંટ પેસ્થમાં ભેગી થઈ. આ જવાબ શાહી ફરમાનના ઘાટમાં હતો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે જ્યાં સુધી હંગેરિયન પારલામેંટ ફરજીયાત લશ્કરી કાયદો અને બીજા અણખામણા કાયદાઓ પોતે કબુલ ન રાખે ત્યાં સુધી તે કાયદાઓનો અમલ નહિ થાય. આ ઉપરાંત, હંગેરીનું રાજ્યબંધારણ પાછું ચાલું કરવાનું જણાવવામાં આવ્યું હતું. ફરમાનનું વાંચન થઇ રહ્યું કે પ્રતિનિધિઓએ હર્ષનાદ કર્યો; તેઓનો હર્ષ-

નાદ સાંભળતાં જ બ્હાર રસ્તે ભેગા થયેલ લોકોએ પણ હર્ષનાદ કર્યો અને તોપના અવાજ જેવી હર્ષગર્જનાથી આખું શહેર ધણુ-ધણી ઉઠયું. અઢાર વર્ષ લગણ સતવણી સહન કરી જુલિયસ એંડ્રાસિ સ્વતંત્ર બનેલ હંગેરીનો વડો પ્રધાન થયો, અને તેને રસ્તા ઉપર જોતાંજ 'મારો દેશ અમર રહો' એ ઘોષ લોકોએ અનેકાનેક વાર કર્યો. રાત્રે બુડા-પેસ્થમાં રોશની કરવામાં આવી, અને હુતાશની પ્રગટાવવામાં આવી. બીજે દિવસે પેસ્થના નાગરિકોએ અને બીજા સ્થળના લોકોએ ઓસ્ટ્રિયાના વાવટાઓ અને ખાસ કરી સિંહ અને ગેંડા સાથે ચિતરવામાં આવેલ બે માથાના ગરુડના વાવટા ફાડી નાખ્યા, અને 'લા મારસેલ' નું અને પેટોરિનું રાષ્ટ્રીય ગીત ગાતાં ગાતાં રસ્તે વાવટાની હોળી કરવા લાગ્યા. ઉજવણીના અંગે ભારે ધામધુમ થાય એવું લાગવાથી રાષ્ટ્રીય સરકારે ઢંઢેરો બ્હાર પાડયો, અને આ ઢંઢેરો નવી સરકારનો પહેલો જ હતો, કે 'લોકોએ ઓસ્ટ્રિયન વાવટા ચીરવા નહિ; રાષ્ટ્રીય સરકારના અમલદારો પોતેજ તે કામ કરશે.'

હંગેરીયન પારલામેંટ વતી ડીક અને ઓસ્ટ્રિયનો વતી બોસ્ટે કરારનામું કર્યું અને ઓસ્ટ્રિયાના શહેનશાહે હંગેરીના રાજા તરીકે તે મંજુર રાખ્યું. આ કરારનામામાં હંગેરી અને ઓસ્ટ્રિયાનો સંબંધ ચોક્કસ રીતે લખવામાં આવ્યો છે. તે પ્રમાણે, સંપૂર્ણ રીતે રાજ્યબંધારણને માન આપવા, હંગેરીની સીમા અને સ્વતંત્રતા અખંડિત રાખવા, હંગેરિયન પારલામેંટ બરખાસ્ત કરવામાં આવે તો એક વર્ષની અંદર નવી પારલામેંટ બોલાવવા, અને ઓસ્ટ્રિયા હંગેરીના સંયુક્ત લશ્કરમાં હંગેરીએ કેટલો ફાળો આપવો તેનો નિશ્ચય હંગેરી એકલાને કરવાનો હક કબુલ રાખવા રાજા બંધાયો. આ ઉપરાંત વાયનાની પારલા-મેંટની સત્તા હંગેરી ઉપર રહેતી બંધ થઇ અને ખાસ જણાવવામાં આવેલ પ્રસંગો સિવાય બીજા કોઇ પણ પ્રસંગે ઓસ્ટ્રિયા સાથે મસલત કર્યા વિના ભિન્ન અને સ્વતંત્ર દેશની પેઠે બીજી પ્રજાઓ

સાથે કોલકરાર કરવા અને ગોઠવણ કરવા હંગેરી સ્વતંત્ર બન્યું. હંગેરીની રાષ્ટ્રીય સેના કાયમ રહી; આ સેના ઊભી કરવાનો અને નીભાવવાનો હક હંગેરીને રહ્યો. હંગેરીના રાષ્ટ્રીય વાવટા ચાલુ રહ્યા; હંગેરી પોતાની સરહદમાં સર્વોપરી બન્યું; હંગેરીની ટંકશાળ અને ભાષા કાયમ રહી. અને સરકારી ખાતાઓમાં ન્યાયાદાલતોમાં અને રાજ્યના ખરીતામાં હંગેરિયન ભાષાજ કાયદાસર મનાવવાનું ઠર્યું.

હંગેરીમાં બધાને આ કરારનામું સંતોષકારક ન જણાયું. પ્રજાસત્તાક સત્તા સ્થાપવા ઇચ્છનારાઓ એમ માનતા કે ઓસ્ટ્રિયા સાથે યત્કિંચિત સંબંધ રહેવાથી હંગેરી પ્રબળ નહિ બને પરંતુ નબળું પડશે. પેસ્થમાં ફ્રાંસિસ જોસફના રાજ્યાભિષેક ટાણે આવો વિચાર ધરાવનારા તેર પ્રતિનિધિઓએ રાજ્યાભિષેકની ક્રિયામાં ભાગ ન લીધો. પરંતુ તેઓએ છુટે મ્હોંએ અને ખુલ્લા દિલથી કબુલ કર્યું કે ડીકે હંગેરી માટે સરસ કામ કર્યું છે, અને આ પ્રસંગે ફ્રાંસિસ જોસફ સામે કોઇપણ જાતનો અણગમો બતાવવાના વિચાર ઉપર ધ્યાનજ ન આવ્યું.

ફ્રાંસિસ જોસફ કુશળ પુરૂષ હતો; આ અંતિમ પક્ષનું વલણ તેણે સમજી લીધું. તેણે ઢંઢેરો કાઢયો અને તેને લીધે તેના રાજદ્વારી વિરોધીઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. આ ઢંઢેરાની રૂએ ઓસ્ટ્રિયન સત્તા સામે થવા માટે કરવામાં આવેલ દંડ અને પ્રતિબંધ દૂર થઇ ગયા, અને બધા દેશવટો ભોગવતાં હંગેરિયનોને સ્વદેશે પુનઃ મેળવેલી સ્વતંત્રતામાં ભાગ લેવા સ્વદેશ પાછા ફરવા છુટ આપવામાં આવી. આ ઢંઢેરામાં ફ્રાંસિસ જોસફે પોતાના વિરોધીઓની લાગણી દુભાય એવો એક પણ શબ્દ વાપર્યો નહતો. તેણે આ ઢંઢેરાને ક્ષમાપત્રનું નામ સરખું નહોતું આપ્યું. તેણે આ પ્રમાણે લખ્યું હતું: 'મારી હંગેરિયન પ્રજામાંથી જેઓને રાજદ્વારી કારણસર આજ દિન સુધી શિક્ષા વેઠવી પડી છે તેઓની શિક્ષા તથા તેઓ ઉપર બજાવવામાં આવેલ હુકમો હું, ફ્રાંસિસ જોસફ

રદ કરૂં છું, અને જપ્ત કરવામાં આવેલી જમીન અને વસુલ કરવામાં આવેલ દંડ હું પાછા વાળું છું. દેશવટો ભોગવતાં હંગેરિયનોને આ ઢંઢેરો માયાળુ લાગ્યો; પરંતુ કેટલાકોએ ઢંઢેરાનો લાભ લેવા ના પાડી. પેસ્થમાં ફ્રાંસિસ જોસફને એકલાખ "ડયુકેડ"ની ભેટ કરવામાં આવી હતી તેનો ઉપયોગ હંગેરીની સ્વાતંત્રતાની લડતમાં માર્યા ગયેલા હંગેરિયનોની વિધવા અને બાળકોને માટે કરવાનું રાજાએ જાહેર કર્યું. આ કાર્યથી રાજાની લોકપ્રિયતા વધી.

હંગેરીનાં રાજ્યબંધારણનું રક્ષણ કરતાં હંગેરિયનોનું રક્ત રેડાયું અને તેઓનો પ્રયત્ન કચડી નાખવામાં આવ્યો. આ પ્રસંગ બન્યા પછી ૧૮ વર્ષ રહી, ૧૮૬૭ ના જુન માસની ૮ મી તારીખે ફ્રાંસિસ જોસફ પેસ્થમાં હંગેરીનું ૧૮૪૮ ની સાલનું રાજ્યબંધારણ ફરી સ્થાપવાની ક્રિયા કરવાનો હતો, અને તેજ દિવસે હંગેરીના રાજા તરીકે પ્રાણના ભોગે તે રાજ્યબંધારણનું રક્ષણ કરવાના સોગંદ ખાવાનો હતો.

ત્રણ દહાડા લગણ પેસ્થમાં અને આખા હંગેરીમાં ખુશાલી અને ઉજવણી ચાલુ રહી, અને પછી હંગેરિયનોએ ખરા દિલથી અને જોમથી કામ કરવું શરૂ કર્યું. પરંતુ ડીકે ખુશાલીમાં કે ઉજવણીમાં ભાગ ન લીધો. હંગેરીની પારલામેંટના પ્રજાસત્તાક સત્તામાં માનનારા અને રાજસત્તામાં માનનારા, બધાએ ઠરાવ કર્યો કે ડીક હંગેરીના સંરક્ષકનો પાઠ ભજવવો, અને ફ્રાંસિસ જોસફને તાજ પહેરાવવો. ડીકે તેમ કરવા ના પાડી. ફ્રાંસિસ જોસફે એંડ્રાસિને આતુરતાથી પુછ્યું: 'ડીકની હું કઇ રીતે તારીફ કરૂં ?' એંડ્રાસિએ કહ્યું: 'નામદાર, આપની પાસે આપવા ધન છે, ઇલ્કાબો છે, પદવીઓ છે, પદકો છે. આપ આમાંથી કોઇ એકથી કે બધાથી બીજા માણસોની તારીફ કરી શકો એમ છો. પરંતુ આપ આથી ડીકની પ્રશંસા નહિ કરી શકો.' એટલે રાજાએ હીરાથી મઢેલ ચોકઠામાં ગોઠવેલ પોતાની અને રાણીની છબી ડીકને મોકલાવી.

ડીકે તે સ્વીકારવા ના કહી. પરંતુ પોતાના અત્યાર લગણના વિરોધી માટે ઉપજેલી કૃતજ્ઞતા અને સન્માન પોતે કઈ રીતે દર્શિત કરી શકે એ જણાવવા રાજાએ ડીકને ખૂબ કહ્યું, એટલે ડીકે જણાવ્યું: "નામદાર, મારું મરણ થાય ત્યારે આપ જ કહેજો કે ફ્રાંસિસ ડીક પ્રમાણિક પુરુષ હતો."

---